# ગોદ

· સિયારામશરણ ગુપ્ત ·





ભારતી સાહિત્ય સંઘ

મુંબઈ · અમદાવાદ

# ભારતી સાહિત્ય સંઘ

## મુંબઈ - અમદાવાદ

**નીચેની સાહિત્યપ્રવૃત્તિઓથી તમે પરિચિત છો ખરા? ન હો તો જરા જાણી લેજો:**

**અંજલિ ગ્રંથમાળા**

વાર્તાઓ અને નવલકથાઓનાં પુસ્તકો

**આરોગ્ય ગ્રંથાવલિ**

આ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન
સરળ રીતે રજૂ કરતાં પુસ્તકો

**વિશ્વસાહિત્યમાળા**

જગતની ઉત્તમોત્તમ સાહિત્યકૃતિઓના અનુવાદો

**વિશ્વયુદ્ધ પ્રકાશનમાળા**

વર્તમાન મહાયુદ્ધને લગતાં અદ્યતન પુસ્તકો

**અરુણ પુસ્તકમાળા**

બાળકો અને કિશોરો માટે
જ્ઞાન અને આનંદ આપતું સાહિત્ય

**જીવન-પ્રવાસ ગ્રંથાવલિ**

પ્રેરક જીવનચરિત્રો ને જ્ઞાન આપતાં પ્રવાસવર્ણનો

• અમારા મુખ્ય એજન્ટો •

**મુંબઈ-પ્રદેશ**

સી. શાન્તિલાલની કં., રોય કંપની સામે, પ્રિન્સેસ સ્ટ્રીટ

**ગુજરાત-પ્રદેશ**

રમણલાલ શાહ, **મિયાંગામ કરજણ**

**કાઠિયાવાડ-પ્રદેશ**

આઝાદ ભંડાર, ગોઘાનો દરવાજો, **ભાવનગર**

નવરચના : ૫ ભારતી-પ્રકાશન : ૧૦૩

# ગોદ

મૂળ લેખક
શ્રી. સિયારામશરણ ગુપ્ત

અનુવાદક
શ્રીમતી લાભુબેન મહેતા




ભારતી સાહિત્ય સંઘ
મુંબઈ અને અમદાવાદ

કાર્યાલય

મુંબઈ
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ
પો. બો. નં. ૬૭૮ ઃ ફોન ૨૨૦૫૭-૬૧૦૬૯

●

અમદાવાદ
૧૯, શ્રીમાળી સોસાયટી
પો. બો. નં. ૭૩

●

પહેલી આવૃત્તિ · માર્ચ ૧૯૪૨

●

મૂલ્ય

| કાચું પૂઠું | પાકું પૂઠું |
|---|---|
| ૧-૪-૦ | ૧-૮-૦ |

'નવરચના'ના ગ્રાહકોને ભેટ

· પ્રકાશક ·
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી · અમદાવાદ

· મુદ્રક ·
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રસ્તો · અમદાવાદ

## નિવેદન

કુટુંબપ્રેમની આ મધુર કથા 'નવરચના'ના ગ્રાહકોને આપતાં અમને આનંદ થાય છે.

હિંદીના સુપ્રસિદ્ધ કવિ અને વાર્તાકાર શ્રી. સિયારામશરણજીએ આ પુસ્તકને ગુજરાતીમાં ઉતારવાની અનુમતિ આપી તે માટે તેમનો અને તે કાર્યમાં સહાય આપનાર બંધુ ઇન્દ્ર વસાવડા અને શ્રી. ભાનુકુમાર જૈનનો અત્રે આભાર માનીએ છીએ.

મુંબઈ
૨૩ : ૨ : '૪૨

મોહનલાલ મહેતા
મુખ્ય સંચાલક

# પ્રસ્તાવના

ભાઈને ચોપાટ રમવાનો બહુ શોખ છે. જામી પડે છે તો સાત-સાત આઠ-આઠ કલાક સુધી થાક્યા વિના રમ્યા કરે છે. કોઈ ઉત્તમ વાર્તાકારની વાર્તા પણ કદાચ કોઈને આટલો સમય પકડીને બેસાડી નહિ શકતી હોય. આ રમત પણ જીવતી-જાગતી વાર્તાઓનો ભંડાર જ લાગે છે. બધી બાજીઓનું કથાનક એક, પરંતુ દરેક વખતે આનંદ અનેરો! પ્રત્યેક બાજીની વાર્તા એવી, જે સુખાંત પણ થઈ શકે ને દુઃખાંત પણ; પરંતુ અંતિમ અધ્યાયના અંતિમ પાના સુધી અનુભવીમાં અનુભવી ખેલાડીને પણ પરિણામની નિશ્ચિત ખબર નથી પડતી. એમાં વાર્તાનો ચડાવ, અંત અને ઉતાર વગેરે બધું જ જોવા મળે છે. ચાર રંગનાં સોગઠાં બધાં જ એકબીજાને ભુલાવામાં નાખી અનેક આઘાત-પ્રત્યાઘાતોની વચ્ચે મરતાં ને બચતાં એકબીજાથી આગળ નીકળી જવા ઇચ્છે છે. આ દ્વંદ્વ અને અનિશ્ચિતતામાં જે આનંદ મળે છે તે સારામાં સારી વાર્તામાં જ મળી શકવાનો સંભવ છે.

ભાઈને રમતા જોઈને મને પણ આ રમત રમવાની ઇચ્છા થઈ જાય છે. અજાણ્યાને પાસા સારા આવે ત્યાં સુધી તો ઠીક છે, પરંતુ આફતની વાત તો એ છે કે રમનારને મુનીમ પણ બનવું પડે! પાસા પોબાર પડે નહિ એટલે સોગઠી ઉડાવીને મૂળ જગાએ રાખી દેવાની-ગણીને હિસાબ કરવાનો ત્યાં જરાયે સમય ન મળે. આ પંચાત મને નથી ફાવતી એટલે હું તો પાસા

ફેંકતો જાઉં છું અને ભાઈ ચાલ બતાવતા જાય છે—આ સોગઠી અહીં રાખો ને પેલી ત્યાં. મારા જેવા અજાણ્યાની રમત સુરક્ષિત પણ આવી રીતે જ હોય છે. જીત થાય તો એનો આનંદ પોતાનો અને હાર મળે તો એની શરમ અગર સંકોચનો ભાર બીજા પર !

મારું સાહિત્યક જીવન પણ આવી રીતની એક રમત છે. પોતે જ રમત રમવા કરતાં રમત જોવી મને વધુ ગમે છે, છતાં પણ ક્યારેક ક્યારેક રમવા બેસી જાઉં છું. રમાડનારના વિશ્વાસે ને વિશ્વાસે ક્યારેક ક્યારેક તો એવી જગા પર ચાલ્યો જાઉં છું કે જો મારામાં સમજ હોત તો એવું કરતાં મને થોડો સંકોચ તો જરૂર થાત.

પણ મને જરીય સંકોચ નથી. સાહિત્યક જગતના આ અપરિચિત અને અજ્ઞાત પથ પર ચાલતાં ચાલતાં પણ મને કશો સંકોચ નથી. જ્યાં કોઈ રીતે અથડાઈ પડવાની શંકા હશે ત્યાં રમાડનારનો પુણ્ય-સંકેત મને યોગ્ય માર્ગ બતાવીને મારી બધી તકલીફ દૂર કરી દેશે—આ દૃઢ વિશ્વાસ હોવા છતાં પણ જો કદાચ હું મારા ધ્યેય પર પહોંચી ન શકું તો મને જરી પણ ગ્લાનિ નહિ થાય. એટલે આજના દિવસનો આ ઉત્સવ હું કોઈ પણ પ્રકારના સંકોચ વિના આનંદ સાથે માણી રહ્યો છું.

**ચિરગાંવ**
ફાગણ • પૂર્ણિમા • ૧૯૮૯

**સિયારામશરણ**

૧

સવારનો તડકો ખાઇને શોભારામ નાહવાની હજી તૈયારી કરતો હતો ત્યાં એકાએક આંગણામાં એક ગાડી આવીને ઊભી રહી. પાર્વતી ગાડીમાંથી નીચે ઊતરે તે પહેલાં તો શોભારામ દોડીને ત્યાં પહોંચી ગયો. ઝટપટ ચરણરજ લઇને હાથના ટેકા વતી પાર્વતીને નીચે ઉતારી આનંદ અને આશ્ચર્યથી એ પૂછવા લાગ્યો, "સાવ આમ ખબર આપ્યા વિના જ ને, ભાભી! તમે તો કાશી–અયોધ્યા જવાનાં હતાં ને? વંસા....કોણ જાણે આખો દિવસ ક્યાં રહે છે, અરે એ....ય ભગોલા! ચાલ જલદી, આ સામાન ઝટ નીચે ઉતાર!"

કપડાંથી મોં બાંધેલું માટીનું એક વાસણ પાર્વતીએ

પોતે હાથમાં લીધું. ભાભીના હાથમાંથી એ વાસણ લઈ લઈને શોભારામ બોલ્યો, "આમાં તો કાંઇક માલ માલ લાગે છે! ગભરાશો નહિ, ભગોલા એને નહિ અડે. યાત્રાનો બધો પ્રસાદ મારા હાથમાં આવી ગયો છે, હવે કોઇ એ નહિ લઇ શકે! અરે હાં, મામા ક્યાં રહી ગયા, ભાભી?"

કુંભના મેળા ઉપર શોભારામ પણ ભાભી સાથે પ્રયાગ જવાનો હતો, પરંતુ બરોબર એ વખતે જ શરદી થઇ આવવાથી એ નહોતો જઇ શક્યો અને પર્વનું ફળ મેળવવાની ઇચ્છાએ પાર્વતી તો એના ભાઈ સાથે મેળા ઉપર ચાલી ગઇ હતી. એને માટે જ પુછાતાં કાંઈક સંકોચથી પાર્વતીએ કહ્યું, "આ ચોક સુધી મને મૂકી જઇ એ તો સીધા એમને ગામ ચાલ્યા ગયા."

શોભારામનો બધો આનંદ એક ક્ષણમાં ઊડી ગયો. જરા ગુસ્સાથી એ બોલ્યો, "સીધા ઘેર ચાલ્યા ગયા! જરા બે ડગલાં ચાલીને અહીં સુધી આવ્યા હોત તો શું અમે એમને બાંધી રાખત? તો ચોક સુધી મૂકવા આવવાની પણ શી જરૂર હતી? પ્રયાગની ટિકિટ કઢાવીને ગાડીમાં બેસાડી દીધાં હોત તો કાંઈ તમે રસ્તો ભૂલી ન જાત! જો મને આવી ખબર હોત તો

ગમે તે થાત પણ તમને આવી રીતે બીજાની સાથે ન જ જવા દેત.”

મીઠા ઠપકાભર્યા અવાજે પાર્વતીએ કહ્યું, “કેવી વાત કરો છો ભાઇ! ભાઇની સાથે ક્યાંય જવું એ પારકા સાથે ગયા જેવું ગણાય? એ તો અહીં સુધી મૂકવા આવતા હતા, પણ મેં જ ના પાડી અને સીધા ઘેર જવાનું કહ્યું ત્યારે એ ગયા. યાત્રાથી સીધા ઘેર જ જવાનો રિવાજ છે, એમાં કોઇએ ખોટું લગાડવું ન જોઇએ.”

ભાભીનું એના ભાઇ સાથે જવાનું શોભારામને ગમ્યું નહોતું. એના સ્નેહમાંથી, ભાઇ હો કે બહેન, કોઇનો પણ ભાગ પડાવવાનો અધિકાર એને મન અયોગ્ય હતો, એટલે જ્યારે એને એવી ખાતરી થઇ કે એની ભાભી એના પોતાના ઘરની જ અધિષ્ઠાત્રી છે અને એના પર પિયરનો અધિકાર સાવ નજીવો છે ત્યારે એનો ગુસ્સો શાંત થયો. હસીને એણે કહ્યું, “ધન્ય છે ભાભી તમારી યાત્રાને! એક–બે ડગલાં આ બાજુ ચાલ્યા આવવામાં એના પગનાં તળિયાં ઘસાઇ જાત! કદાચ કાશી–અયોધ્યા સુધી તમે ગયાં હોત તો તો અહીં સુધી પણ તેઓ ન આવત ને! ઠીક....પણ તમે અધવચ્ચેથી જ કેમ પાછાં ફર્યાં?”

"પ્રયાગમાં તો હાલ એટલી બધી ગિરદી રહે છે કે ત્યાંથી બીજે ક્યાંય જવાની કોઈની હિંમત જ ન ચાલી. સૌની સલાહ પણ એ થઈ કે સીધું ઘેર જ જવું."

"તમને તાવ પણ આવ્યો હતો, ખરું ?"

"એ વાત સાચી નથી, હા, એક દિવસ રાત્રે જરા આવી ગયો હતો."

"હા, એ તો તમારા મોં પરથી જ દેખાઈ આવે છે, ભાભી! તમે તો યાત્રા કરવા ગયાં હતાં–યાત્રા કરવા, સમજ્યાં ને? એ કાંઈ રમતની વાત નહોતી. તાવ આવ્યા વિના તમારી તપશ્ચર્યા પૂરી ન કહેવાત. પણ હવે તો તબિયત સારી છે ને?"

પાર્વતીએ ધીરેથી જવાબ આપ્યો, "ખાસ ખરાબ તો નથી જણાતી, તમને સાથે લઈ ગઇ હોત તો ઘણું સારું થાત!"

સાથે ન તેડી જવા માટેની ફરિયાદ શોભારામ કરવાનો જ હતો પરંતુ એના કહ્યા વિના જ પાર્વતીએ સ્વેચ્છાએ એ દોષ પોતાના માથે વહોરી લીધો અને શોભારામે એને એ માટે દુઃખી થતી જોઈ એટલે એનું મન પણ દુખાયું. એણે કહ્યું, "તમારો શો દોષ,

ભાભી! દાદાએ જ મને ન આવવા દીધો. એ તો મારી સામાન્ય શરદીથી જ એટલા ગભરાઈ ગયા હતા, ન જાણે ભગવાન, શુંનું શું થઈ જવાનું હતું! હજુ કેમ ઊભાં છો? જરા આરામથી બેસો! આમ તેમ શું જોયા કરો છો? દાદા બહારગામ ગયા છે. પહેલેથી ખબર આપ્યા હોત તો સારું થાત."

એ દરમિયાન મહોલ્લાનાં સ્ત્રીઓ અને બાળકો આવી પહોંચ્યાં હતાં–બધાં જ ખડખડાટ હસી પડયાં. પ્રૌઢ પાર્વતીના મોં પર જરા રતાશ આવી ગઈ.

## ૨

ત્રીજા પહોરે જમી–પરવારીને તડકે બેઠી બેઠી પાર્વતી સોપારીનો ચૂરો કરી રહી હતી, ત્યાં દોડતાં દોડતાં શોભારામે આવીને કહ્યું, "ભાભી, મને મૂકીને જાત્રા કરી આવ્યાં! હવે જલદી મને એક ડબલ પાન બનાવી દો, નહિ તો જોજો, હું ગુસ્સે થઈ જઈશ!"

"આવા નાના અપરાધ માટે આવડી મોટી સજા!" પાર્વતીએ હસીને કહ્યું.

શોભારામે ગંભીર બનવાનો પ્રયત્ન કરતાં કહ્યું, "આ તો કાંઈ નથી. જ્યાં સુધી તમે બહાર રહ્યાં ત્યાં

સુધી તમારી સાથે મેં અબોલા રાખ્યા, તમારા હાથની રસોઇ પણ નથી જોઈ, આ તો અત્યારે એક પાનમાં જ બધો ઝઘડો પતી જાય છે.”

પાર્વતીએ હસવાનો પ્રયત્ન કરતાં જવાબ દીધો, “બહુ સારું, ઝઘડો પતી ગયો, હ્યો !”

શોભારામ મોંમાં પાન મૂકતાં મૂકતાં ભાભી પાસે બેસી ગયો ને બોલ્યો, “એટલામાં શું ? મુકદ્દમાની ફાઈલ ફરી જોવી પડશે અને ત્યારે જ બરોબર ખબર પડશે કે ઝઘડો પતી ગયો કે હજુ ઊભો છે ! હા.... તમે પર્વ પર છોકરો લેવા ગયાં હતાં એની વાત તો કાંઇ ન કરી ? ક્યાં છે ભાઇ ? મને દેખાડો તો ખરાં, ભાભી ? ”

શોભારામની ઉંમર જો કે બાળપણ વટાવી ચૂકી હતી છતાં, હેમંતનો પ્રાતઃકાલ જતાં જતાં પણ વધુ વખત ટકી રહે છે તેમ, એનું બચપણ પણ હજુ સુધી વીતી નહોતું ગયું. તે હજુ સુધી એ નહોતો જાણતો કે બાળક માટે થઇને તો માણસને કેટલું હેરાન થવું પડે ! અત્યાર સુધીના એના અનુભવે તો એને એવું બતાવ્યું હતું કે બાળકો થવાથી જ હેરાનગતિ વધે

છે. બાળકને કશી જ ગતાગમ હોતી નથી, ફાવે તે જગા ગંદી કરી નાખે છે, રાતદિવસ ચેં ચેં–મેં મેં કરીને હેરાન હેરાન કરી મૂકે છે અને ઠીક પડે ત્યારે એકદમ બીમાર પડી જાય છે! એટલે જ તે ભાભીનાં તપ–જપ, પૂજા–પાઠ અને બ્રહ્મભોજન વગેરેની મજાક કર્યા કરતો હતો; પરંતુ આજ જ્યારે પોતાની મશ્કરીથી ભાભીની આંખો સજળ જોઇ ત્યારે તે ચેતી ગયો. આ મશ્કરીને પહેલાંની જેમ એણે મંદ હાસ્ય અને લજ્જાથી ટાળી ન દીધી એ વસ્તુ એનાથી છૂપી ન રહી. એક ક્ષણમાં જ એણે એનાં અંગેઅંગમાંનો નિરાશાથી ભરપૂર વિષાદ વાંચી લીધો. તેના હૃદયના કયા કોમળ ભાગ પર એણે અજાણતાં ઘા કરી દીધો છે એની એને એકદમ ખબર ન પડી, પણ એટલું ચોક્કસ કે કોઇ ઠગારા સાધુએ એને કંઇક એવી વાત કરી દીધી છે જેથી એની આશાનો અસ્પષ્ટ દીપક પણ ઓલવાઈ ગયો છે. પાર્વતી કશું જ બોલી નહિ, માથું નીચું ઢાળીને જ્યાંની ત્યાં બેસી રહી. શોભારામ આગળ આવીને નાના બાળકની જેમ એની ગોદમાં લપાઈ ગયો ને કહેવા લાગ્યો, “સાવ આવો ટૂંકો જીવ શું રાખો છો, ભાભી! હું તો તમારો દીકરો કહેવાઉં! મને તો મારી કોઇ માની યાદ આવતી નથી, હું તો એટલું જ જાણું કે ભગવાને તને મારી મા બનાવી છે. વંસો જેમ એના બાપને ભાઈ

કહે છે એમ હું મારી માને ભાભી કહું છું—બસ આટલો જ ફેર, એથી વધારે કાંઈ નહિ!"

પાર્વતીની આંખમાં હર્ષનાં આંસુ ઊભરાઈ આવ્યાં. શોભારામની પાંપણો પણ ભિંજાઈ. ભાભી ન પાછી હટી કે ન એણે શોભારામને ગોદમાંથી અળગો કર્યો, માત્ર એક ક્ષણમાં જ આનંદની ઉજ્જવળ રેખા માતાના દૂધની જેમ એના આખા શરીરમાં ફેલાઈ ગઈ. આવડા મોટા દિયરને ખોળામાં સુવાડવામાં પણ કાંઇક સંકોચ થવો જોઈએ એ વાત તે એ વખતે ભૂલી ગઇ. એને એવું લાગવા માંડયું કે વિધાતાએ જાણે આ એક ક્ષણ માટે જ એનું આખું જીવન ઘડયું છે! થોડી વાર પછી પોતાને સંભાળી લઈને એણે કહ્યું, "ભાઈ, તમે પ્રસન્ન રહો, હવે મને કોઈ બાળકની ઇચ્છા નથી."

શોભારામ ઊઠીને ત્યાં જ બેસી ગયો. એને આજ જે જાતના આનંદનો અનુભવ થયો તે એને માટે બિલકુલ નવી જ વસ્તુ હતી.

પાર્વતી ફરીને કહેવા લાગી, "બસ, આવતા લગનગાળામાં લગન થઈ જાય ને કોઈ પ્રકારનું વિઘ્ન ઊભું ન થાય તો મારે બીજું કશું નથી જોઇતું."

ઘરમાં મોટાંની વચ્ચે લગ્ન કરીને પોતે મોટા બની

જવું એ કલ્પના જ શોભારામને સારી લાગતી નહોતી, અને તેથી એના લગ્નની વાતમાં તેને શરમ આવતી હતી. એણે વાત ફેરવવાની ઇચ્છા કરી પરંતુ વિઘ્નની નવી વાતથી શંકિત બનીને હતો એમ જ એ બેસી રહ્યો.

પાર્વતી બોલતી જ રહી, " એમાં એ બીચારીનો શો દોષ! મોટા મોટા માણસો પણ એવી ગિરદીમાં ખોવાઇ જાય છે! એ તો ઘણું સારું થયું, ભગવાન એ સેવા-સમિતિવાળાનું ભલું કરે! એમણે જ એને ભૂલી પડેલી સમજીને બે દિવસ એમની કચેરીમાં સારી રીતે રાખી અને પછી એના ઠેકાણાનો પત્તો મેળવીને ત્યાં એને સહીસલામત પહોંચાડી દીધી."

શોભારામે છુટકારાનો દમ ખેંચ્યો. એની ભાવિ પત્ની ખોવાઇને પાછી મળી ગઈ, પણ ભાભી હજુ પણ શંકા કરે છે કે આ ગામડામાં વળી પાછી એ ફરીને ખોવાઈ ન જાય! ભાભીના એ ભોળપણ પર એને મનમાં મનમાં હસવું આવવા લાગ્યું. હસવું રોકીને વાત બદલાવતાં એણે કહ્યું, " ભાભી, આજ મને માની ગોદ મળી ગઈ છે! હવે હું બીજી કોઇ મુશ્કેલીથી ડરતો નથી!"

## ૩

**પાર્વતીને** મેળા ઉપરથી પાછી ફર્યે થોડા દિવસો વીતી ગયા. શોભારામને ખીજ ચડતી હતી કે એવું તે શું કામ આવી પડ્યું છે કે હજી દાદા પાછા ફર્યા નથી! આટલા વખતમાં એ પોતે તો આખી દુનિયાની મુસાફરી કરી આવે.

ઘરના નોકર વંસા સાથે ફળિયામાં બેઠો બેઠો શોભારામ તાપી રહ્યો હતો. તાપ સંકોરતાં સંકોરતાં વંસો બોલ્યો, "આપણે કહીએ છીએ કે દાદા નદીને પેલે પારને ગામડે ગયા છે અને ત્યાંવાળા માણસો પણ કહેતા હશે કે બાબુ નદીને પેલે પારથી આવ્યા

છે! એમાંથી કોની વાત સાચી?"

વંસાના આ ઓચિંતા પ્રશ્નથી ચકિત થયા પહેલાં જ શોભારામ ઊભો થઈ બૂમ પાડી ઊઠયો, "અરે! દાદા આવી ગયા!"

દયારામે ગંભીર મુખે ઘરમાં પ્રવેશ કર્યો. શોભારામે ઉલ્લાસથી કહ્યું, "દાદા, ભાભી આવી ગયાં છે. તમે તો બહુ રોકાઈ પડયા!"

દયારામે હા કે હું શું કહ્યું તે તો શોભારામ ન સમજી શકયો, પણ એટલું એની સમજમાં આવી ગયું કે એ વાતની એમને પહેલેથી જ ખબર છે. એનો આનંદ તુરત જ અધો થઈ ગયો. આ ગામના માણસો પણ કેવા છે કે ઘરના માણસોને ઘરની વાતો કરવાનો પણ વખત દાદાને રહેવા નથી દેતા!

પણ ગામવાળાથીય વધારે ગુસ્સો એને આવ્યો હોકા પર. ભાભી આટલા દિવસ બહાર રહી યાત્રા કરીને આવ્યાં છે ત્યારે પહેલાં એની પાસે જઈને કુશળ સમાચાર પૂછવાને બદલે દાદા ખાટલા પર બેસીને વંસાને કહેવા લાગ્યા, "હોકો ભર, એમાં પાણી નાખ્યું?"

અંદર જઈને ભાભીને દાદાના આવવાના સમાચાર

આપવાની પણ તેને ઇચ્છા ન થઇ, ઊઠીને એ ધીરેથી બહાર ચાલ્યો ગયો.

બહાર જતાં રસ્તા પર એને ગંગાદીન તિવારી મળ્યા. વૃદ્ધાવસ્થા, ઊંચો સબળ દેહ, માથા પર મોટા મોટા વાળ, મોટી ભૂરી દાઢી, ગળામાં મોટા પારાની માળા, કપાળમાં મો....ટું તિલક અને ઘૂંટણ સુધીનો ઢીલો જામો વગેરે ઉપકરણોથી એમનો દેહ દેદીપ્યમાન લાગતો હતો. એમને જોઇને વર્તમાન માસિક-પુસ્તકોના ચિત્રકાર કોઇ પ્રાચીન ઋષિનું ચિત્ર ઝડપથી તૈયાર કરી શકે! શોભારામને એમનાં આ વસ્ત્રાભૂષણોમાં ન જાણે એવું શું લાગતું હતું કે એને એ જોઇને જ ચીડ ચડતી. આ માટે જ એ પહેલાં એમને પ્રણામ ન કરતો. પણ આપણા તિવારીજી પ્રાચીન કાળના ઋષિમુનિઓની માફક ક્રોધી નહોતા. મોં ફેરવીને છાનામાના ચાલ્યા જનાર પોતાના યજમાનને તેઓ દૂરથી જ "આશીર્વાદ!" કહીને સામાની મદદ વિના પોતાની મેળે જ પોતાનું કર્તવ્ય પૂરું કરતા હતા. ત્યારથી જ શોભારામ થોડો થોડો નમ્ર બની ગયો હતો. એટલે આજે સામું જોઇને, ઇચ્છા ન હોવા છતાં, તેણે હાથ જોડીને એમને પ્રણામ કર્યાં.

"જીવતો રહે, ભાઇ! તારા દાદા હજુ સુધી ગામડેથી પાછા નથી ફર્યા?"

"હજી ચાલ્યા જ આવે છે." કહીને શોભારામ એક બાજુ હટી ગયો. એના મનમાં થયું કે કલાક-બે કલાક સુધી તો દાદાનો કેડો આ નહિ મૂકે!

ગંગાદીને ઘરમાં આવતાં જ દયારામનાં પ્રણામનો જવાબ દેતાં હસીને કહ્યું, "હજુ હમણાં જ આવ્યા?" જાણે પોતાની ત્રિકાલદર્શિતાના પ્રભાવથી જ તેમણે આ વાત જાણી ન હોય!

"હા."

"તમે ગયા ને એક નવો ઝઘડો અહીં ઊભો થયો છે."

દયારામે કોઇ પણ જાતની ઉત્સુકતા ન બતાવતાં સાધારણ રીતે જ પૂછ્યું "શાનો ઝઘડો?"

ગંગાદીને કહ્યું, "હમણાં વહુ પ્રયાગ ગઇ હતી ત્યારે કૌસા પણ એની દીકરીને લઇને ગઇ હતી. બીજા પણ ઘણા માણસો ગયા હતા. એક દિવસ ત્યાં છોકરી ભીડમાં ક્યાંક છૂટી પડી ગઇ."

દયારામે કહ્યું, "હા, મને ખબર છે."

ગંગાદીન આશ્ચર્યથી બોલી ઊઠ્યા, "ખબર છે?

તમે તો બહારગામ ગયા હતા, પછી કેવી રીતે ખબર પડી?"

"એમ જ ખબર મળી."

"એટલે જ તો! મોટા માણસનાં આંખ-કાન પણ મોટાં જ હોય! જો એ ચારેબાજુનું બધું જોઈ-સાંભળી ન શકે તો ભગવાન એમને મોટા માણસ શું કામ બનાવે? કિશોરી એકલી બહાર રહી તે માટે થઇને માણસોએ ખોટી વાત ઉડાડી છે. કહે છે કે હવે એ છોકરી શું સારી રહી હોય? આવ્યા મોટા સારાવાળા! એકેએકને સરખો ન કરી દઉં તો કહેજો!"

"નહિ તિવારીજી, એ લોકોનો અભિપ્રાય ખોટો નથી લાગતો. એ સારી હોય કે ખરાબ, જે છોકરી વિષે આવી બેઆબરૂ ફેલાઇ હોય એને અમે પણ અમારી વહુ કેવી રીતે બનાવી શકીએ? આજે જ હું તેઓને આ વાત કહેવડાવી દઈશ. તેઓ બીજો બંદોબસ્ત કરી લે."

ત્રીજા સપ્તકના નિષાદથી ઊતરીને પહેલા સપ્તકના ષડજ પર એકદમ ઊતરી આવવામાં ગંગાદીનને ખાસ તકલીફ ન પડી. જરાય ખચકાયા વિના એમણે કહ્યું, "જરૂર કહેવડાવી દેવું જોઇએ! હું તો જાતે જ જઇને

આ વાત કૌસાને કહેવા માગતો હતો, પણ વળી થયું કે શું ઉતાવળ છે, પહેલાં ભાઇ સાથે તો વાત કરી લઉં! તમે મારા મનની વાત જાણી લીધી! હું હજાર માણસોમાં તમારી મોટાઈ ગાઇશ. ગોંસાઇજીએ આવા જ પ્રસંગ માટે કહ્યું છે ને કે, 'સિય પિય કી મન જાનનહારી' અને વહુ પણ સાક્ષાત લક્ષ્મી જ છે! જ્યારે આ અનાચાર થયો ત્યારે એ પણ પ્રયાગમાં જ હતી. એ પણ આ લગ્ન કેવી રીતે થવા દે?"

"ના ના! હજુ સુધી મારે એની સાથે કાંઇ વાત નથી થઇ. અને વળી એ છોકરીની સાથે જ હતી એમ એ થોડી જ કહેવાની હતી?"

"એ જ છે ને! મેં ન કહ્યું કે વહુ સાક્ષાત લક્ષ્મી છે. શોભુનો સંબંધ તો લખપતિઓને ત્યાં થઇ શકે. જો એ એકદમ દયાળુ ન થઇ ગઇ હોત તો શું કાંઇ આવે ઠેકાણે સગાઇ થઇ હોત! મેં તો એ જ વખતે કહી દીધું હતું કે સરખેસરખામાં થાય એ સંબંધ જ શાસ્ત્રીય ગણાય. ગમે તેમ હોય ભાઈ, હું તો તમારાં વખાણ કરીશ. તમે બરોબર શાસ્ત્ર પ્રમાણે જ તમારો નિર્ણય કર્યો છે."

દયારામની બુદ્ધિમત્તાની વારંવાર પ્રશંસા કરીને, અને જરૂર પડયે અર્ધી રાત્રે પણ બોલાવવાનું કહીને, ગંગાદીન ચાલ્યા ગયા.

## ૪

દયારામનો સ્વભાવ જરા વિચિત્ર પ્રકારનો છે. એમની પાસે દરેક પ્રશ્નનો ઉત્તર એક મૌન જ છે. એ મિતવ્યયી જ નહિ, મિતભાષી પણ છે. એટલે જ્યારે એમણે શોભારામની પહેલી સગાઈ તોડીને બીજી જગાએ નક્કી કરી નાખી ત્યારે એ વાતમાં પાર્વતીનો સઘળો વિરોધ એની મેળે જ શાંત પડી ગયો. એક વાર વાતવાતમાં એમણે કહ્યું કે જે ગામ પોતે ગયા હતા ત્યાં એને પ્રયાગથી પાછા ફરેલા થોડા યાત્રીઓ મળ્યા હતા. પણ આ વાતને શોભુની સગાઈ તોડી નાખવાની વાત સાથે શો સંબંધ હતો તે એ સમજી ન શકી. પાર્વતીના દિલમાં એક વાતનું વારંવાર દુઃખ રહ્યા કરતું

હતું કે બીજા માણસોના કહેવા પર દાદા શા માટે પોતાની માનેલી વહુ માટે ખોટા વિચાર કરે છે? ટીકાઓ તો આગના ધુમાડા જેવી હોય છે-તે કોઈને આ બાજુ કે તે બાજુ જંપીને બેસવા જ ન દે.

પરંતુ શોભારામ મનમાં ને મનમાં સગાઈ તૂટવાથી પ્રસન્ન છે. અલબત્ત, ભાભીની વિષાદભરી મૂર્તિ જોઈને એને દુઃખ તો થાય છે. એના કેટલાક મિત્રોએ પોતાની કલ્પનાને સાચી વાતનું રૂપ આપીને કિશોરીના ખોવાઈ જવા વિષે કેટલીક એવી વાતો એને કરી છે, જે વાતો એ પોતાથી નાનાને મોઢે પણ કરી નથી શકતો. એટલે જ તેના હૃદયમાં ખિન્નતા અને આનંદ રાત–દિવસના એ યુગલની જેમ એક સાથે જોડાયલાં છે, જેમાં કૃષ્ણપક્ષની રાતનો સંગાથ હોવા છતાં ખુલ્લા દિવસનું બહુમાન થાય છે. તે ભાભીની ખિન્નતા દૂર કરી દેવા ઇચ્છતો હતો પણ એને કાંઇ સૂઝતું નહોતું.

આ સમય દરમિયાન બીજે ઠેકાણેથી એક નાયી શોભારામની બીજી સગાઈનું નક્કી કરવા આવી પહોંચ્યો. પાર્વતી બપોરનું કામ પૂરું કરીને ચૂનાદાનીમાં પાણી નાખી ચૂનો ઠીક કરી રહી હતી એટલામાં વંસાએ આવીને કહ્યું, “કાકી! પિરથીપુરથી નાયી આવ્યો છે.

એને જમાડવા માટે જલદીથી હલવા–પૂરી બનાવવાનું દાદાએ કહ્યું છે.”

પાર્વતી એકાએક ગુસ્સે થઈ ગઈ. એ તાડૂકી, “હજુ બપોરના ઢસરડામાંથી તો પરવારી નથી અને તું આ હુકમ કરવા આવ્યો? મારી તબિયત સારી નથી, મારે ઢસરડા પણ કેટલા કરવા!”

વંસાને કાકીની તબિયત ઠીક ન હોવાની વાતમાં વિશ્વાસ ન આવ્યો. યાત્રામાંથી જ્યારે પાછાં ફર્યાં ત્યારે સરખી રીતે બોલતાં–કરતાં નહોતાં છતાં બધું કામકાજ તો કરતાં હતાં, ને આજે જ્યારે શોભુભાઈના સંબંધ માટે મોટા ઘરનો નાયી આવ્યો છે ત્યારે આમ બગડી બેઠાં એ એને ન ગમ્યું. એ હસીને બોલ્યો, “તો જઈને કહું કે એને માટે બજારમાંથી મીઠાઈ મંગાવી લે? સગાઈ માટે આવનાર નાયીને મીઠાવાળી ચીજ તો કંઈ ન પીરસી શકાય. હા ભાઈ! મોટા ઘરની દીકરી–એવી માથાની વહુ મળવાની કે કાકીને બરોબર ખબર પડી જવાની!”

પાર્વતી વધારે ચિડાઈ ગઈ, “જા, બજારમાંથી લાવવી હોય તો બજારમાંથી જ લઈ આવ!”

વંસો નાનપણથી જ આ ઘરમાં કામ કરતો હતો.

એ જાણતો હતો કે ક્રોધની આ જ્વાળા ડરવા જેવી નથી, આ તો માત્ર હાથ શેકીને શરીરમાં ગરમાવો લેવા જેવી જ વસ્તુ છે. એણે કહ્યું, "કાકી! આજ તો ચિડાઓ છો, પણ જ્યારે સોનાનાં ઘરેણાંથી સજ્જ વહુ જોશો ત્યારે ફૂલ્યાં નહિ સમાવ, સમજ્યાં ને! ગામમાં ને ગામમાં જ જાન જવાની હોત તો કંઇ મઝા ન આવત. બહાર જવાનું એટલે તો આપણા રામ પણ ટેસ મારવાના!"

પાર્વતી એકદમ ઉદાસ થઇ ગઇ. એના મોં પર ક્રોધને બદલે કરુણ વેદના છવાઇ ગઇ એ જોઇને વંસાને લાગી આવ્યું. દિલગીર થતો એ બોલ્યો, "નારાજ થઇ ગયાં કાકી? હું જાનમાં થોડો બની-ઠનીને ફરીશ એટલામાં કાંઇ ઓછો જ નવાબ બની જવાનો હતો? તમારો તો નોકર જ ને!"

પાર્વતીએ ધીમેથી એક નિસાસો મૂક્યો. વંસાને થયું કે ખરેખર આજ એની તબિયત સારી નથી લાગતી, નહિ તો આવા શુભ અવસરે ઉદાસ શું કામ થઇ જાય? દયારામે બહારગામથી આવીને વંસાને પોતાના એક ખેતરે કામ ઉપર મોકલી દીધો હતો એટલે આ નવા વિવાહની બાબતમાં શેઠાણીના મનમાં શું શું ઘોળાયા

કરતું હતું તેની તેને ખબર નહોતી. એણે કહ્યું, "ઠીક ત્યારે, હું આ બહારનો ચૂલો સળગાવી દઉં છું. તમે ત્યાં જ બેઠાં બેઠાં બધું તયાર કરો એટલે તમને વધુ તકલીફ નહિ પડે."

ચૂલો સળગાવતાં સળગાવતાં એની કલ્પના સતેજ થઇ. એણે કહ્યું, "કાકી, જાનમાં સ્ત્રીઓને લઇ જવાનો રિવાજ નથી, નહિ તો તમે પોતે જ આવીને જોઇ શકત કે ત્યાં કેવો રંગ જામે છે!"

પાર્વતીના અભિમાનને પ્રકટ થવાનો મોકો મળી ગયો. કરડાકીથી એણે કહ્યું, "અમારી કોને પડી છે ભાઇ! સ્ત્રીઓ તો માત્ર ગુલામડીની જેમ કામ કરવા માટે જ સરજાઇ છે!"

પોતાના કિશોર ચહેરા પર આશ્ચર્યનો ભાવ લાવીને ચૂલા તરફથી મોં ફેરવીને વંસાએ પૂછ્યું, "ગુલામડી? કોઇની કાકી પણ ક્યાંય ગુલામડી જેવી હોઇ શકતી હશે!"

પાર્વતીને હસતી દેખીને વંસાને જરા વધુ ઉત્સાહ આવ્યો. એ બોલવા લાગ્યો, "સંભળાય છે કે કન્યાવાળા બહુ મોટા માણસ છે. એમને ત્યાં એક હજાર વિઘાની તો ખેતી છે. પાકા ચણતરનું મોટું આલેશાન મકાન છે. મોટા મોટા અમલદારો પણ ઘેર મળવા માટે

આવ્યા કરે છે.....'' કહેતાં કહેતાં એની મેળે જ એ અટકી ગયો. એને લાગ્યું કે આવી વાત કરવામાં તો પોતાની હીનતા પ્રગટ થાય છે. જલ્દી પોતાની વાત ફેરવીને એણે કહેવાનું ચાલુ રાખ્યું, "અને આપણેય શું કોઇથી કમતી છીએ? આપણે ત્યાં અમલદારો નથી આવતા, પણ એ તો આજકાલના છાપાંવાળાઓ એ જ લખે છે ને કે અમલદારો સાથે મળવું–હળવું જરૂરી નથી.''

વાત બદલાઇ એટલે પાર્વતી આનંદમાં આવી ગઇ. ચૂલા પર કડાઇ મૂકતાં મૂકતાં એણે પૂછ્યું, "અમલદારો સાથે મળવા-હળવાથી તો મોટાઇ મળે છે, તો એમની સાથે શા માટે ન હળવું–મળવું?''

વંસાએ પોતાના જ્ઞાનનો ગર્વ અનુભવતાં જવાબ દીધો, "બિલકુલ મળવું ન જોઇએ. એ લોકો ગરીબોનાં ગળાં પર છરી ચલાવે છે ને! પણ કાકી, આ છાપાં-વાળાની વાતો પણ બધી સાચી નથી હોતી. સાંભળીને હું તરત જ બતાવી શકું કે કઇ વાત સાચી છે અને કઇ જૂઠી!''

પાર્વતીએ આશ્ચર્યથી પૂછ્યું, "છાપાંવાળા કોરા કાગળ પર જૂઠું છાપે છે?''

વંસાએ કહ્યું, "એમાં શું કાકી, જેટલા મોટા

માણસો હોય છે તેમને જૂઠ સાથે જ કામ લેવું પડે છે. આ પિરથીપુરવાળાની જ વાત લ્યો ને! અદાલતમાં એમના એટલા મામલા–મુકદ્દમા ચાલે છે, જો તેઓ કાગળ પર સાચેસાચું જ લખે તો તો માથાની પાઘડી ક્યારનીયે ઊડી ગઈ હોત! ઠીક, એક વાત તો કહો ?"

"શું ?"

"આજ બજારમાં કેટલાક માણસો આપણી મશ્કરી કરતા હતા. કહેતા હતા કે પિરથીપુરવાળાને એની દીકરી દીકરા જેવી જ છે એટલે દાદા શોભુભાઈને છોકરી બનાવી જાન લઈ જશે અને શોભુભાઈ ત્યાં એના સાસરે વહુ બનીને રહેશે. સાચી છે આ વાત ?"

"હું શું જાણું ?"

"તમને તો ખબર નથી ને આ ગામવાળાને બધી ખબર પડી ગઈ! સાચું કહું છું કાકો, અહીંના માણસો માણસ નથી પણ હેવાન છે. કોઈનું સારું નથી જોઈ શકતા. ગુસ્સો તો મને ખૂબ આવ્યો, પણ હું ગમ ખાઈ ગયો ને ચાલ્યો આવ્યો."

વંસો ગમ ખાઈને તો નહોતો ચાલ્યો આવ્યો, ત્યાં એણે મારામારી ન કરી એટલું ઘણું થયું. આ

સંબંધે પાર્વતીને પણ એનો વિશ્વાસ નહોતો. એ અવિશ્વાસને લઇને અત્યારે એને કંઇ આનંદ ન થયો એમ ન કહી શકાય. એણે એટલું જ કહ્યું, "જો, કોઇની સાથે લડવું-ઝઘડવું સારું નથી. કોઈ સાથે જો તું લડીશ તો હું તારું મોં નહિ જોઉં."

"હું ક્યારે કોઈ સાથે ઝઘડું છું? ત્યારે ઝઘડામાં બુદ્ધાને લોહી નીકળ્યું, તમે જ કહો, ત્યાર પછી તમે કોઇ ફરિયાદ સાંભળી છે?"

કડાઇમાં ઘી નાખી પાર્વતી તવેથાથી હલાવવા લાગી. એક બાજુ ખસીને વંસો કહેવા લાગ્યો, "કાકી, તમે ગામવાળા સાથેની સગાઈ છોડી દીધી એ બહુ સારું કર્યું. કિશોરી તો જરા શામળી છે, પણ કહે છે કે પિરથીપુરવાળી છોકરી ખૂબ રૂપાળી છે. દાદાને ખબર ન પડે ને તમે મને એક દિવસની રજા આપો તો એને જોઇને હું તરત પાછો આવતો રહીશ. કોઇને ખબરે નહિ પડે કે ક્યાંનું કોણ આવ્યું હતું."

"શું શોભુએ તને કાંઇ કહ્યું છે?"

"અરે! શોભુભાઈને આવી વાતોમાં શું ખબર પડે! એ તો વરરાજા થઇને છાનામાના માંડવા નીચે બેસી જશે! એના કરતાં તો હું વધારે સમજું છું.

એની એક વાત સાંભળીને તો મને બહુ હસવું આવ્યું!"

"કઈ વાત?"

"એ કહેતા હતા કે, 'મારી મા મને બહુ નાનો મૂકીને મરી ગઇ હતી એટલે હવે મેં એક માને ખોળે લીધી છે.' છોકરો તો ખોળે લેવાય, પણ ક્યાંય માને ખોળે લીધી સાંભળી છે? અણે જો કોઇ ડોશીને મા બનાવી ખોળે લીધી હશે તો એ પણ વહેલી મરી જશે ને ફરી પાછી એ જ જંજાળ! હા, જો તમારા જેવી મળે તો હું બે-ત્રણ મા કરી લઉં."

"તો પછી તું મને ખવડાવીશ-પિવડાવીશ ને?"

"વાહ! હું શા માટે ખવડાવું-પિવડાવું? અત્યારે જેમ તમે ખવડાવો પિવડાવો છો એમ ત્યારે પણ કરવાનું. હા, ત્યારે હું તમારી સાથે માત્ર ઝઘડા જ કરીશ અને તમારાં વાસણ-કૂસણ ફોડીતોડીને બૂમો પાડચા કરીશ. મા બનવામાં આ જ તો મજા છે!"

પાર્વતીના મોં પર હાસ્ય સાથે માતૃત્વની કરુણ ભાવના પ્રકટી ઊઠી. વંસાએ કહ્યું, "શોભુભાઇ કહે છે કે નાનપણથી જ એ તમને ભાભી કહે છે એટલે હવે તમને મા કહેતાં એમને શરમ લાગશે, પણ મને તો

એમાં શરમ જેવું કશું લાગતું નથી.”

પાર્વતી બધી ચીજો તૈયાર કરીને બોલી, “એક પડિયો લઇ આવ અને જરા ચાખી જો કે મોહનભોગ ખારો તો નથી થઇ ગયો ને? અને નાયીને બોલાવીને એને જમાડી લે. શોભુ તો એને નહિ પીરસે.”

વંસાએ ખુશ ખુશ થઇને પડિયો લેવા દોટ મૂકી.

## ૫

મેળામાં ભૂલી પડી ગયેલી કિશોરીને બીજે દિવસે સ્વયંસેવકો એની પાસે મૂકી ગયા અને ગામના યાત્રામાં સાથે હતા તેમાંથી કેટલાક યાત્રાળુઓએ ઉંમર-લાયક દીકરી રાત વખતે બહાર રહી તે અંગેની પોતાની આખરી શંકા જ્યારે નિઃસંકોચપણે પ્રગટ કરી એ વખતે જ કિશોરીના ગામમાં થયેલ સગપણ બાબતમાં કૌશલ્યાને વહેમ આવવા માંડયો હતો. પરંતુ આજે જ્યારે એણે પોતાની પડોશણ પાસેથી સાંભળ્યું કે શોભારામની સગાઇ કરવા બીજા કોઇ ગામનો નાયી આવ્યો છે ત્યારે તેનો મિજાજ ગયો. દયારામની પાસે જઇને એને ધરાઇ ધરાઇને સાફસાફ વાતો સંભળાવવા

માટે જોર જોરથી ખડખડાટ કરતી તુરત જ તે ઘરની બહાર નીકળી. કિશોરીએ દોડીને એકદમ એનો હાથ પકડી લીધો, "ક્યાં જાય છે મા?" કૌશલ્યા હાથ છોડાવતાં બોલી, "છોડી દે, જ્યાં જવાનું હશે ત્યાં જઈશ. તારે શું?"

લાડકોડમાં ઊછરેલી એ એકની એક દીકરી હતી એટલે કિશોરીના વાણીમાં અધિકારનું બળ હતું. એણે અચળ દૃઢતાથી કહ્યું, "નહિ મા, હું તને ત્યાં તો કોઇ હિસાબે નહિ જવા દઉં! ચાલ, અંદર ચાલ."

આ હોંસાતોંસી સાંભળીને બાજુમાં રહેતાં કેટલાંક સ્ત્રી–પુરુષો દોડી આવ્યાં. કૌશલ્યાના ભીતરમાં જે પ્રચંડ નારીમૂર્તિ એકાએક આવિર્ભાવ પામી હતી તે ટોળે વળેલ લોકોના "શું? ક્યાં? શા માટે?"ના અવાજો જરી પણ સહન કરી ન શકી. પોતાના દુઃખની વાત બધાંને કહેતાં ફરવાની એને ટેવ નહોતી. થોડી વારમાં જ એ સમજી ગઈ કે સમજ્યા-વિચાર્યા વિના જે કામ કરવા એ ચાલી નીકળી હતી તે કામ બીજી સ્ત્રીઓ કરી શકે, પોતે નહિ. ત્યાં વળી એક બાઈએ કહ્યું, "એને અંદર લઇ જા, કિશોરી! ક્યાંક કૂવો ન પૂરે. આવી સ્થિતિમાં બુદ્ધિ ઠેકાણે નથી રહેતી." અને આ

સાંભળીને કૌશલ્યા વધુ ઠંડી પડી ગઇ. ટોળાના પ્રશ્નોનો જવાબ દીધા વિના માને અંદર લઇ જઇને કિશોરીએ ભટ્ કરતાં કમાડ વાસી દીધાં.

ઘણ દઈને એક જગાએ બેસીને કૌશલ્યા રડવા લાગી. એને ત્યાં જ મૂકીને કિશોરી અંધારાથી છવાયેલા કોઠારમાં જઈને રસોઈની તૈયારી કરવા લાગી.

બે કલાક પછી રસોડામાંથી પરવારીને બહાર આવી કિશોરી બોલી, “ મા, હવે ઊઠીને નાહી લો, ઠાકોરજી-ના ભોગ માટે રસોઈ તૈયાર થઈ ગઈ છે. ”

કૌશલ્યાનાં આંસુ આ સમય દરમિયાન તો સુકાઇ ગયાં હતાં, પણ છોકરીને હમેશની જેમ ઘરનું બધું કામ પતાવતી જોઈને પાછી એની આંખો સજળ બની. માને નાહવા ઊઠવાનું કહીને કિશોરી તો પાછી રસોડા-માં ચાલી ગઈ હતી પરંતુ માના ઊઠવાનો કાંઇ સંચાર ન થયો એટલે થોડી વાર પછી એણે ત્યાંથી જ બીજી વાર બૂમ મારી, “ ઊઠો મા, મને ભૂખ લાગી છે, હજી ઠાકુર–પૂજા કરવાની છે. ”

કૌશલ્યાએ જવાબ દીધો, “ બેટા ! આજ તું ઠાકુરની પૂજા કરી લે. મારો જીવ આજે ઠેકાણે નથી. હું પછી નાહી લઈશ. ” કિશોરીએ અભિમાનભર્યા અવાજે કહ્યું,

'ઠીક ત્યારે. જ્યારે તમારો જીવ ઠેકાણે આવે ત્યારે ઠાકુર–પૂજા કરી લેજો, મારાથી તમારા ઠાકુરજીની....''

કહેતાં કહેતાં તે પોતે જ અટકી ગઇ. ભગવાનના સંબંધમાં કાંઈક કઠોરતા પ્રદર્શિત કરીને તે માને ચીડવવા માગતી હતી, પરંતુ પોતાના અંતરાત્મા વિરુદ્ધ કરવા જતાં દુ:ખના ભારથી તે પોતે જ દબાઇ ગઈ. આજ સવારથી તે વિષમ ક્રોધને લીધે અંદર ને અંદર બળી રહી હતી. માતાનું વ્યાકુળ રુદન એને વધારે બાળી રહ્યું હતું. જે લોકોએ નિર્દયતાથી માના કોમળ હૃદય પર નજીવી વાતમાં આટલો મોટો આઘાત કર્યો હતો તેઓ સુધી, એમની એ ક્રૂરતા પોતાને જરી પણ ડગાવી નથી શકી એ વાત, કોઇ પણ રીતે પહોંચાડવા તે આતુર બની રહી હતી. એટલા માટે આજે તે કાંઈક કઠોર જણાતી હતી. પરંતુ તે પોતે પણ એ વાત નહોતી જાણતી કે ગ્રીષ્મના તપ્ત આકાશના કોઈ ખૂણામાં વરસાદનું વાદળું અદૃશ્ય રીતે કોઇ મોકાની રાહ જોતું બેસી રહ્યું છે. ઠાકુર–પૂજાની વિરુદ્ધ કાંઇ બોલવા જતાં જ તેના ગાલ પરથી આંસુઓની ધારા ધીરે ધીરે વહેવા લાગી. પોતાની અસભ્યતા માટે મનમાં ને મનમાં તે પોતાના દેવતાની ક્ષમા માગી વારંવાર ધરતી પર પોતાનું માથું નમાવવા લાગી.

પરંતુ છોકરી બોલતાં બોલતાં કેમ અટકી ગઇ તે કંઈ મા સમજી ન શકી. થોડી વાર પછી આંસુઓ લૂછી નાખીને કિશોરી મા પાસે આવીને ઊભી રહી ને ધીરેથી બોલી, "મા, ગરમ પાણી ઠંડું થઇ જાય છે, ઊઠીને નાહી લો ને! આમ બેઠાં બેઠાં તો તબિયત વધુ બગડશે."

રોજ ઊંચે સાદે બોલનાર છોકરીનો ગરીબ અવાજ માના હૃદયમાં અણીદાર કાંટાની જેમ ખૂંચ્યો. માથું ઊંચું કરીને તેણે વ્યાકુળતાથી કહ્યું, "બેટા! ચિંતા ન કરીશ. જમરાજ પણ મને કાંઈ કરી શકે તેમ નથી. પણ જરા તું તો મારી પાસે અહીં આવીને બેસ, મને કોણ જાણે શું થાય છે!"

આ સમયે કિશોરી માથી દૂર રહેવા માગતી હતી, માત્ર શંકાના આધારે જ એના પર આવડો મોટો જે અત્યાચાર કરવામાં આવ્યો છે તેની ચર્ચાની છાયા પણ એને અસ્પૃશ્ય લાગતી હતી, પરંતુ તે માની વાતને ટાળી ન શકી. અબોલ, સ્થિર, કઠોર મૂર્તિની જેમ માની સામે આવીને એ બેઠી. પોતાની મા પર સત્તા તો એની જ ચાલતી, પણ તે એકાંત ભક્તની જેવી, જે પોતાના ઇષ્ટદેવતા પાસેથી હમેશ કામ લે

છતાં તેની આજ્ઞા બહાર એક ડગ પણ ન ભરી શકે.

માએ પૂછ્યું, "બેટા! તેં મને ત્યાં શું કામ ન જવા દીધી? શું હું એવી વઢકણી છું કે તેમની સાથે વઢવા સિવાય બીજી વાત ન કરત? તેઓ ગમે તેવા હોય પરંતુ એમ ન બની શકે કે એક માના હૃદયનું દુઃખ જાણીને પણ તેમને દયા ન આવે."

માની આ દયા માગવાની વાતથી કિશોરીનું દિલ ફરી સળગી ઊઠ્યું. મહાપરાણે પોતાની જાતને કાબૂમાં રાખીને એ બોલી, "નહિ મા, તું વઢકણી નથી, જો એવી હોત તો તો તારી વિરુદ્ધ ક્યારેય કોઇ કાંઇ કરી ન શકત. એ ગમે તે હો પરંતુ હું તને કોઇ સામે જઇને હાથ નહિ લંબાવવા દઉં."

આટલેથી જ પોતાની વાત પૂરી કરીને છોકરીને ઊઠતી જોઇને કૌશલ્યાએ પ્રેમથી એને મનાવતાં કહ્યું, "નહિ બેટા! આ છોકરમત સારી નથી. શું તું તારી દુઃખી મા પાસે બે ઘડી પણ જંપીને નથી બેસી શકતી? એકલું રહેવાથી તો મારો જીવ વધારે ગભરાય છે."

"ઠીક લે ત્યારે, તારો જીવ નહિ ગભરાય, હું

અહીં જ બેસી રહીશ." કહીને કિશોરી માથી થોડે દૂર બીજી બાજુ મોં ફેરવીને બેસી ગઇ. કૌશલ્યાએ કહ્યું, "તું મને કોઇની સામે જઇને હાથ લંબાવવા દેવા નથી ઇચ્છતી, પણ જેમને મેં મારું જીવનસર્વસ્વ –મારી વહાલી દીકરી–સોંપી દેવાનો નિશ્ચય કર્યો હતો એમની પાસે જઇને કાંઇ કહેવામાં શો વાંધો છે?"

કિશોરી છાનીમાની બેસીને સાંભળતી રહી. છોકરીનું આ મૌન અભિમાનજનિત છે કે સંમતિસૂચક તે મા સમજી ન શકી. એણે પૂછ્યું, "હા, તો તું શું કહેવા માગે છે દીકરી?"

કિશોરી એકાએક ઊભી થઇ તીણા અવાજે કહેવા લાગી, "આમ 'દીકરી–દીકરી' કરવાથી તારો ગભરાટ જિંદગીભર દૂર નહિ થઇ શકે. હું તો કહી દઉં છું કે તું કોઇને ત્યાં કાંઇ કહેવા જઈશ તો હું પથ્થર પર માથું પટકીને મરી જઇશ."

દયારામ પાસે જઇને કાંઇ કહેવા માટેનું પોતાના અંતરમાંથી આપોઆપ બળ નહોતું પ્રગટતું, કદાચ એટલા જ માટે તે પોતાની છોકરી પાસે હા પડાવીને પોતાની એ ઊણપ પૂરવા માગતી હતી. પણ તેના

આ વિદ્રોહી વલણથી એકાએક ભડકીને તે બૂમ પાડી ઊઠી, "મરી જા, અભાગણી, મરી જા! તે દિવસે મેળાની ભીડમાં જ કચરાઈ ને મરી ગઈ હોત તો આજે આ દિવસ શું કામ દેખવો પડત!"

એકદમ મા તરફ ફરીને એની આંખોમાં આંખ જડીને કિશોરીએ અભિમાનભર્યા અવાજે કહ્યું, "ખરું કહે છે મા! જો તને એટલેથી સુખ મળતું હોય તો એ કાંઇ બહુ મોટી વાત નથી."

માની બુદ્ધિ અસ્થિર હતી. એણે ચિડાઇને કહ્યું, "જોઇ મોટી મરવાવાળી! એવું હોત તો બીજાને મોંએથી આવી ન સાંભળવા જેવી વાતો સાંભળવા બેસી ન રહેત! હટ, દૂર થા, હટ મારા સામેથી!"

કિશોરીનો દેખાવ નિર્વિકાર બનીને શાંત બની ગયો હતો. એણે નિશ્ચલ અવાજે કહ્યું, "સારી વાત છે મા! એમ જ થશે. મેં રસોઇ તૈયાર કરી રાખી છે. તું નાહી-ધોઈ પૂજા કરીને એક વાર મારા હાથનું ખાઇ લે, પછી તું જે કહી રહી છે તેનું પાલન કરવામાં હું પાછી પાની નહિ કરું. હું સમજું છું કે મારા ગયા પછી તું જીવી શકવાની નથી, પરંતુ એ

વખતે તારા દિલમાં કોઇ પ્રકારનો ડંખ નહિ રહે એ વાતનો મને સંતોષ છે. ”

કિશોરીની શાંતિભરી વાત સાંભળીને કૌશલ્યાનો ક્રોધ એક ક્ષણમાં જ પીગળી ગયો. ગભરાઈને એણે છોકરીને પોતાની પાસે ખેંચીને છાતી સરસી લગાવી દીધી. અશ્રુભર્યા અસ્ફુટ સ્વરથી એ કહેવા લાગી. “ બેટા! આવી વાતો તારી દુઃખી માને ન સંભળાવ! આમ તું પણ મારી વાતમાં માઠું લગાડીશ તો પછી મારું કોણ ? ”

માને રડતી દેખી કિશોરી પણ રડી પડી, “ ના ના! તારી વાતથી મને માઠું નથી લાગ્યું. માના મનની વ્યથા દૂર કરવા માટે સર્વ કાંઇ કરવા માટે તૈયાર ન થાય એવી અભાગી છોકરી કોણ હોય! પરંતુ જેનું હૃદય પથ્થરનું છે એની સામે જઇને હાથ લંબાવી તું ભીખ માગે એ મારાથી ન જોયું જાય. ”

માએ કહ્યું, “ નહિ બેટા! એમાં શરમની કોઇ વાત નથી. એ મુરતિયા સાથે મેં તારો વિવાહ જ નક્કી નથી કર્યો, મને તો જાણે એમ પણ લાગે છે

કે એના હાથમાં તારો હાથ પણ મેં સોંપી દીધો છે. કોણ જાણે કેટલીય વાર તમને બંનેને સાથે મળીને ઘરસંસાર ચલાવી સુખી થતાં કલ્પનામાં હું જોઇ ચૂકી છું. એ લોકો કાંઈ પરાયા નથી. પથ્થરદિલના હોય કે ફાવે તેવા હોય પણ છે તો આપણા પોતીકા જ. એક વાર ફરીને હૃદયપૂર્વક પ્રયત્ન કરી જોવામાં કાંઇ ખોટું નથી."

કિશોરી સ્તબ્ધ બની સાંભળી રહી. થોડી વાર પછી જાણે ધક્કો દઈને એ સ્તબ્ધતાને હાંકી કાઢતી હોય એમ બોલી ઊઠી, "મા, હું તારે પગે પડું છું. નાહીને પહેલાં ઠાકુર–પૂજા કરી લે, પછી જે થવાનું હશે તે થઇ રહેશે. જો, તડકો પાણિયારા પાસે આવીને પાછો પણ વળ્યો. તું મને અડી ગઈ એટલે હવે હું પૂજા ન કરી શકું, તારે જ ઊઠવું પડશે."

હિંદુ માતા ચિરકાલથી પોતાની કન્યાને ગૌરી અને દુર્ગાના રૂપમાં જોતી આવી છે. એટલે છોકરીની પગે પડવાની વાત સાંભળીને કૌશલ્યા એકદમ ગભરાઇને બોલી ઊઠી, "પગે પડીને મને નરકમાં શું કામ ધકેલે છે, બેટા! ખાવામાં મોડું કરવાથી મારી તબિયત બગડી જશે એ ભયથી જ તું વારંવાર પૂજા

કરવાનું કહ્યા કરે છે, પરંતુ આ અભાગી શરીરને તો સાક્ષાત્ યમ પણ કાંઇ ન કરી શકે; અને આજ તો ઠાકુરજીને પણ ખબર પડે કે આ અભાગી મા–દીકરી પર કાંઇક સંકટ આવ્યું છે!"

"કિશોરી! કિશોરી! બારણું તો ખોલ!"

કૌશલ્યાએ કહ્યું, "જો તો બેટા! કોઇ બોલાવે છે." આવી સ્થિતિમાં કોઇનું આગમન કિશોરીને પસંદ નહોતું એટલે એણે અવાજ સાંભળ્યો–ન સાંભળ્યો કરવા ઇચ્છયું, પરંતુ માની વાત સાંભળીને "હવે મામા છે" કહી અનિચ્છાએ ઊભી થઇ એ બારણું ખોલવા ગઇ.

હરિરામને જોઇને કૌશલ્યા ફરી રડી પડી. આજ એના હૃદયના બધા લોહીનું પાણી બનીને ઘડીએ ઘડીએ આંખોમાંથી ટપકયા કરતું હતું. એને અગ્નિથી ગરમ થઇને ઊભરાઇ જતા દૂધની માફક એવો વિચાર કરવાનો અવકાશ નહોતો કે વાસણની બહાર ચારે-બાજુ અગ્નિ જ છે–પાણીની શીતળતા નથી. એ બોલી, "ભાઇ, આજે મને તમારો જ વિચાર આવ્યા કરતો હતો કે, આવી સ્થિતિમાં શું તમે પણ મારી ખબર નહિ લો?"

હરિરામે હસતાં હસતાં કહ્યું, "હું બહાર ગયો હતો બેન, એટલે જ હમણાં નહોતો આવી શક્યો. મને પણ કિશોરીના સંબંધની ચિંતાથી રાતે ઊંઘ નહોતી આવતી. પરંતુ ભગવાન સૌનું સારું કરવા-વાળો છે. હવે ચિંતા કરવાની કશી જરૂર નથી. હજુ સુધી તેં ખાધું-પીધું નથી લાગતું. હવે તું ઊઠીને નિરાંતે ખાઇ-પી લે, મેં બધું બરાબર કરી લીધું છે."

વાદળાંથી છવાયલા અંધારા આકાશમાં વીજળીનો ચમકારો જેમ થાય તેમ આનંદની એક ઉજ્જવળ રેખા કૌશલ્યાના મોં પર આવી ગઈ. આતુરતાથી એણે પૂછ્યું, "શું લાલા દયારામ માની ગયા?"

હરિરામે મોં બગાડીને કહ્યું, "દયારામ શું માનવા-નો હતો? એ તો એવો કઠોર માણસ છે કે એને તો પૈસો જ એનાં બધાં ધર્મ-કર્મ પૂજા-પાઠ છે. એની સાથે વાત કરવાનો પણ ધર્મ છે? તે દિવસે એણે મને એવી ખરાબ રીતે જવાબ દઇ દીધો છે કે હું તો હવે એનું મોં પણ નહિ જોઉં. એની પાસેથી કાંઇ આશા રાખવી એ રેતીમાંથી તેલ કાઢવા બરાબર છે."

કૌશલ્યાએ શંકાશીલ થઈને પૂછ્યું, "તો શું પાર્વતી કે જમાઇએ કાંઇ........"

હરિરામ જોરથી હસી પડ્યા, "બેન, તું તો બહુ ભોળી છે! અરે! જેવાં નદી-નાળાં એવાં જ એનાં પાણી! જ્યાં દયારામ જ કાંઇ સાંભળવા નથી માગતા ત્યાં બીચારાં પાર્વતી કે શોભુ શું કરી શકે?"

કૌશલ્યાની પ્રસન્નતા એક ક્ષણમાં જ કરમાઈને ક્ષીણ થઇ ગઈ. એ કાંઈ પૂછી પણ ન શકી. હરિરામે કહ્યું, "મેં તને બેહટાના જે છોકરા માટે કહ્યું હતું તે વિવાહ માટે તૈયાર છે. મેં જન્મોત્રી મેળવી જોઇ છે. મેળ એવો મળ્યો છે–જાણે ભગવાને કિશોરીને એને માટે જ પેદા કરી હોય નહિ! ઉંમર પણ એની પાંત્રીસથી વધુ નથી, છત્રીસમું વરસ જ ચાલે છે. ઘરનું તો શું કહેવું! તને બીક જ હતી કે હવે કિશોરીનું શું થશે? મેં તો એ જ વખતે તને નહોતું કહી દીધું કે હરિરામના જીવતાં તું એની ચિંતા કરીશ મા. કિશોરીના બાપ ઘરનો સઘળો બોજો મારા ઉપર જ તો છોડી ગયા હતા. મારાથી જે થઇ શકે તે કરવામાં હું પાછી પાની નહિ કરું."

ઉદ્ધારનો આવો ઓચિંતો માર્ગ સામે ખુલ્લો દેખીને પણ કૌશલ્યા જડ મૂર્તિ માફક જેમની તેમ બેસી રહી. ક્ષણભરને માટે એના હૃદયની ગતિ પણ

જાણે અટકી ગઈ—કદાચ એ ડરની મારી કે ખુલ્લો માર્ગ જોઈને વગર વિચાર્યે એ એ રસ્તે ક્યાંક ચાલવા ન માંડે! હરિરામ તો જાણતો હતો કે આવું જ કાંઈક થશે, છતાં પણ એને ગુસ્સો આવ્યો. ચિડાઈને એ બોલ્યો, "બેન! તને રોવા-કૂટવામાંથી વખત જ ક્યાં મળે છે? એટલે જ તને નથી ખબર પડતી કે ગામમાં પાંચ માણસ પાસે મારે કેવી રીતે નીચું જોવા જેવું થાય છે! અને જો કોઈ ઠેકાણે કિશોરીનો સંબંધ જલદી નક્કી નહિ થઈ જાય તો ગામના કોળી—ચમાર પણ આપણા હાથનું પાણી નહિ પીએ. મેં તો ઓહટાવાળાને વચન આપી દીધું છે કે પરમ દિવસ સગાઈ થઈ જશે અને ફાગણ વદમાં લગન લેશું."

કૌશલ્યાએ કહ્યું, "એટલી બધી ઉતાવળ શા સારુ કરો છો, ભાઈ? એ દિવસ પછી બધું થઈ શકે એમ છે. દયારામ લાલાને...."

હરિરામ વચ્ચે જ વાત કાપીને ખિજાઈને બોલી ઊઠયો, "બસ, તું તો દયારામ-દયારામનું જ રટણ કરી રહી છે. મેં કહી દીધું નહિ કે તને હું પથ્થર સાથે માથું નહિ ફોડવા દઉં? પથ્થર સાથે માથું પટકવાથી એનું તો કાંઇ બગડતું નથી, તૂટે છે આપણી

જ ખોપરી! હું કહી દઉં છું કે હવે આ સંબંધ કોઇ રીતે ટાળી શકાશે નહિ. અરે કિશોરી! ક્યાં ગઇ રે! છોકરી ભોળી છે! માને હજુ સુધી ખવડાવવા–પિવડાવવાની પણ બીચારીને ખબર નથી. ઊઠો બેન, ઊઠો! આમ આખો દિવસ ઉપવાસ કર્યે કામ નહિ ચાલે."

હરિરામ આવ્યા એ વખતે જ કિશોરી છાનીમાની અંદર સરકી ગઇ હતી. ગામના વિરોધી લોકોનો સામનો હરિરામ જે રીતે કરતા હતા તે એનાથી છૂપું નહોતું, એટલે જ્યારે એણે ગામવાળાની સામે પોતાને નીચું જોવાપણું થાય છે એ વાત માને કરી ત્યારે તેની મમતા સામે કિશોરીનું મસ્તક શ્રદ્ધાથી નમી ગયું. મામા પ્રત્યેના માના અઘટિત વર્તાવથી તે અપ્રસન્ન થઇ હતી. દયારામના કઠોર વર્તાવને માટે તે પોતાનો ક્ષોભ પ્રકટ કરતો હતો તેમાં કિશોરીને પોતાના દિલનું જ પ્રતિબિંબ જણાતું હતું. એના જન્મના સંસ્કાર જો આડા ન આવ્યા હોત તો કદાચ તે મા પાસે આવીને એમ કહેતાં કોઈ રીતે ન રોકાત કે, "મા, મામા જે કહે છે તે બરાબર છે." તોપણ હરિરામે બોલાવી એટલે તે અંદર રહી ન શકી. પરંતુ પાસે આવીને તે કાંઇ કહે તે પહેલાં જ કૌશલ્યાએ ઊઠીને

કહ્યું, "બેટા! ગરમ પાણી લઇ આવ તો!"

નાહવા માટે આમ કાંઈ કહ્યા-કર્યા વિના માના એકદમ ઊભા થઈ જવામાં હરિરામ તરફનો જે અવિવેક છુપાયો હતો તે કિશોરીને અસહ્ય લાગ્યો. શું કરીને પોતે માના આ વર્તનને ઢાંકી દે અને સારું રૂપ આપે એ એને સૂઝ્યું નહિ, પરંતુ કૌશલ્યા ઊઠી એટલે હરિરામે હસીને સાંજે ફરી આવવાનું કહ્યું ત્યારે તેણે નિરાંતનો શ્વાસ લીધો અને એને એવું લાગ્યું, સંસારમાં માત્ર આ એક જ વ્યક્તિ છે જે ભાઇની જેમ એના બધા જ અપરાધો સહીને ભૂલી જઈ શકે.

## ૬

રાષ્ટ્રોનાં પરસ્પરનાં યુદ્ધ–વિગ્રહ વગેરેમાં જે કામ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર રાજનીતિજ્ઞો કરે છે તે જ કામ સાધારણ ગામડાંના માણસો દ્વારા પોતાનાં ક્ષેત્રોમાં રોજનું રોજ અનાયાસે થતું જ રહે છે. અર્થાત્, કઈ વાત કયા જરૂરી ફેરફાર સાથે કયાં કેવી રીતે પહોંચાડવી જોઈએ તે જ્ઞાન માટે તેઓને બહુ પ્રયત્ન કરવો પડતો નથી. એટલે એ સમાચાર તારની જેમ શોભારામ સુધી પહોંચી ગયા કે, છોકરીની સગાઈ મુકાઈ જવાના સમાચારથી કૌશલ્યા આજે કૂવે પડવા જતી હતી. કિશોરીએ જો એને વચ્ચેથી જ પકડી

ઘરમાં લઈ જઈને પૂરી ન દીધી હોત તો આ નાટક લાંબું ચાલત.

સ્ત્રીઓ મૃત્યુને કેટલું સહજ અને સરળ સમજે છે એ વિચારથી શોભારામને હસવું આવ્યું, પણ સાથોસાથ બીજા વિચારે ક્રોધ પણ આવ્યો કે દાદાની ધર્મભીરુતાને ઉત્તેજિત કરીને પોતાનું કામ કાઢી લેવાની જ આ એક બાજી રચાઈ હશે.

હવે આ સંબંધમાં ભાભીનો શું અભિપ્રાય છે એ જાણવા તેનું દિલ અધીરું બની રહ્યું હતું, પરંતુ વડીલો સાથે લગ્ન વિષેની વાત કરતાં એને બીજાની ધાર્મિક લાગણી પર આક્રમણ કરવા જેવું લાગતું હતું એટલે જેમ વર્ષાઋતુ સિવાયના દિવસોમાં ખેતરના છોડ ઝાકળનાં બિંદુઓમાંથી જ જીવનરસ મેળવી લે છે તેમ એણે આ વિષયમાં વંસાનો ઉપયોગ કરવાનું ઉચિત માન્યું. નોકર હોય તેથી શું થઇ ગયું, એ પણ ઘરનું એક અંગ જ છે ને!

એને એકાંતમાં જોઈને તેણે પૂછયું, "બીજા ઠેકાણાનો નાયી આવ્યો એ સાંભળીને ભાભી શું બહુ ઉદાસ થઈ ગયાં હતાં?"

વંસો બોલ્યો, "નહિ, ઉદાસ શા માટે થઈ જાય? નાયી સારુ પૂરી ને મોહનભોગ તો એમણે જ બનાવ્યાં હતાં! પણ મોહનભોગ પૂરી સાથે સારો ન લાગે, એ તો એકલો જ ખાવો જોઈએ."

શોભારામ અત્યારે રસશાસ્ત્રની ગંભીર વાતો પર વિચાર કરવા માટે તૈયાર નહોતો. એણે પોતાની વાત ચાલુ રાખી, "તો તને બરોબર યાદ છે કે એમને આ નાયીના આવવાથી ખરાબ નથી લાગ્યું?"

વંસો એકદમ બોલી ઊઠ્યો, "હા, હા. એમને એક વાતથી ખરાબ લાગ્યું છે. કહેતી હતી કે અમને જાનમાં કોણ લઈ જવાનું હતું!"

"નહિ વંસા, એ આવી વાત ન કરે! તને ખબર નથી, મારી પહેલી સગાઈ તૂટે એવું ભાભી નથી ઇચ્છતાં, એમણે બીજું જ કાંઈક કહ્યું હશે"

પાર્વતીની અસંમતિની વાત સાંભળીને વંસાનો ઉત્સાહ નરમ પડી ગયો. એ બોલ્યો, "આવડા મોટા ઘર સાથે સંબંધ બંધાય એ પણ કાકીને પસંદ નથી?"

"નાના-મોટા ઘરની વાત નથી. એ તો કહે છે કે જ્યારે એક જગાએ વચન આપી જ દીધું છે ત્યારે

તે તોડવું વાજબી નથી."

આ દલીલની નિ:સારતા સમજાઈ એટલે વંસાનો ઉત્સાહ વળી વધી ગયો. એકદમ તે બોલી ઊઠયો, "એ તે કાંઈ વાત છે ભલા! કોઇ રોટલી ખાઈ રહ્યું હોય અને એને મોહનભોગ પીરસવામાં આવે તો શું એ એટલા માટે રોટલી છોડી ન દે?"

શોભારામ પાસે આ દલીલનો જવાબ હતો પણ એણે વિષયાન્તર થવા ન દીધું ને બોલ્યો, "અને હા, બીજી જગાએ પણ વચન તો દેવાઇ જ ચૂક્યું છે, હવે એકાદ વચન તો તોડવું જ પડશે."

વંસાએ આનંદમાં આવી જઈ ને છાતી પર પોતાનો હાથ રાખીને કહ્યું, "કાકીને હું મનાવી લઇશ. હું ખરું કહું છું ભાઈ, એ મારું કહેવું બહુ માને છે."

શોભારામે સૂકું હાસ્ય કરીને કહ્યું, "તું એને શું મનાવી લેતો હતો! મારી તો સમજમાં નથી આવતું કે મારે શું કરવું?"

વંસો એકાએક ગંભીર થઇને બોલ્યો, "તો એમાં આટલી ગભરાવાની શી વાત છે? તમારાથી કંઇ ન સમજાય તો કાકી પાસે જઇને પૂછી લો કે મારે શું

કરવું? એમના કરતાં સારી સલાહ બીજું કોણ આપવાનું હતું!”

શોભારામ એની વાત હસવામાં ન ઉડાવી શક્યો. વંસાના સરળ વિશ્વાસે એની સમસ્યા અનાયાસે સરળ કરી દીધી. એને લાગ્યું કે એના અંધકારભર્યા અંતઃકરણમાં કોઇકે એકાએક ઘીનો દીવો પ્રગટાવી દીધો છે, જેમાં જરૂરી પ્રકાશ સાથે પવિત્રતા પણ છે. એણે તુરત જ નિશ્ચય કરી લીધો કે આ વિષે બધો સંકોચ છોડી દઇને ભાભી સાથે વાત કરીશ. ખરેખર, ભાભી કરતાં સારી સલાહ એને બીજું કોણ આપી શકવાનું હતું!

## ૭

સોના ગંગાદીન તિવારીની દીકરી છે. બાળપણમાં વિધાતાએ એના માથાનું સૌભાગ્ય-સિંદૂર પથ્થરપાટી પર લખેલા લખાણની જેમ લખીને તરત જ ભૂંસી નાખ્યું હતું. ત્યારથી તે મોટે ભાગે પિતાના અતિ સ્નેહને લીધે પિયરમાં જ રહે છે. હમણાં થોડા દિવસથી કામકાજ અંગે સાસરે ગઈ હતી. ત્યાંથી પાછી ફરી ત્યારે એણે કિશોરીની સગાઇ મૂકી દેવાયાની વાત સાંભળી. આ સાંભળીને એને બહુ જ માઠું લાગ્યું. કિશોરી પર એને બહુ જ મમતા હતી. એ બંનેનાં ખેતર પાસે પાસે હતાં એટલું જ નહિ પરંતુ એકબીજાનાં હૃદય પણ બહુ નિકટ હતાં.

એણે કહ્યું, "બાપુ! આ તો બહુ ખરાબ કહેવાય. જો શોભુની સગાઈ બીજે થઇ તો કિશોરીને જન્મભરનું કલંક લાગશે."

"એ તો છે જ! એ તો છે જ!" કહીને ગંગાદીન બહાર જવા તૈયાર થયા.

સોનાએ કહ્યું, "તો તમે દયારામ દાદા પાસે જઈને એમને એમ કરતા રોકો!"

ગંગાદીન નિરુપાય થઈને ફરીથી પોતાની જગા પર બેઠા, "રોકું તો ખરો બેટા, પરંતુ આજકાલના છોકરા પોતાના વડીલોની વાત ક્યાં સાંભળે છે?"

"તમે એમને સમજાવ્યા હતા, બાપુ?" સોનાએ પૂછ્યું.

ગંગાદીનને આ પ્રશ્નનો ઉત્તર આપવો કઠિન થઈ પડ્યો. આ પવિત્ર છોકરી પાસે એનું મન સ્નેહરસથી ભિજાઇને તરબોળ બની જતું હતું એટલે તે બીજું કાંઇ ન કહી શક્યા. બોલ્યા, "નહિ બેટા, મેં એને કાંઇ કહ્યું નથી, પણ જો કહ્યું હોત તોય એ માનવાના નહોતા. જ્યાં બીજી સગાઈ થવાની છે તે બહુ મોટું ઘર છે અને ઘરમાં એક છોકરી જ છે. છોકરી પણ

કેવી! સાક્ષાત લક્ષ્મી! આવો સંબંધ જ એક તો ભાગ્યશાળીને મળે, અને જ્યારે મળી જાય છે ત્યારે એવું કોણ હોય, જે એને પોતાના હાથે જ જવા દે?"

સોનાનું મન દયારામ પ્રત્યે વધારે ક્રુદ્ધ થયું, પરંતુ ક્રોધની સાથે સંતોષની એક ઉજ્જવળ રેખા પણ એને બીજી બાજુથી આવતી જણાઈ—દયારામ કિશોરીવાળો સંબંધ એની નિંદાને લીધે નથી છોડતા પણ એમાં ધનનો લોભ પણ મુખ્ય છે.

થોડી વાર મૌન રહીને એણે કહ્યું, "તો હું જરા પાર્વતીભાભી પાસે જઈ આવું."

ગંગાદીનને લાગતું હતું કે પોતાને અત્યારે જ દયારામ પાસે જવું પડશે એટલે જેવો આનંદ કોર્ટ બેસે ત્યાં સુધી બેસી રહેવાની સજા પામનારને છૂટતી વખતે થાય છે તેવો આનંદ ગંગાદીનને છોકરીની આ વાતથી થયો. અતિ આનંદથી તે બોલી ઉઠચો, "હા બેટા! તું વહુની પાસે જરૂર જઈ આવ. આ સંબંધમાં એના જ સાથે વાત કરવી એ વધુ સારું છે. તે સાક્ષાત લક્ષ્મી છે!"

ગંગાદીન મોંએથી તો પાર્વતીને માટે "લક્ષ્મી"

બોલ્યા પરંતુ એનું હૃદય પોતાની પુત્રી માટે એ બોલી રહ્યું હતું.

કોઇને ખવરાવવા-પિવરાવવામાં પાર્વતીને હમેશ બહુ આનંદ આવતો હતો, પરંતુ આજે સગાઇ માટે આવેલ નાયીને જમાડયા બાદ એને બહુ જ થાક લાગ્યો હોય એવું લાગતું હતું. સૂવાના ઓરડામાં જઇને નીચે પાથરેલી ચટાઇ પર તે હજી તો આડે પડખે થાય છે એટલામાં આંગણામાંથી અવાજ આવ્યો, "ભાભી, શું કરો છો?"

અંદરથી પાર્વતીએ જવાબ દીધો, "કોણ છે? સોનાબાઇ! એ....આવી."

ઓરડામાંથી બહાર આવીને પાર્વતીએ કહ્યું, "બેસો બેન! ક્યારે આવ્યાં?" કહીને પાર્વતીએ પોતાના બંને હાથે સોનાનાં ઓવારણાં લીધાં. સોનાએ હસીને બેસતાં કહ્યું, "ઠીક ભાભી, યાત્રા કરી આવ્યાં ને! હું તો ચાલી જ આવું છું. છો તો મઝામાં ને?"

પાર્વતીએ ટૂંકમાં એની યાત્રાની વાત કહેવા માંડી. મેળાની ભીડની વાત આવતાં સોનાએ પૂછ્યું, "ઠીક ભાભી, જો એ ભીડમાં તમે ખોવાઇ જાત તો દાદા તમને

ઘરમાં ન પેસવા દેત?"

પાર્વતીએ પણ પોતાના પતિને કાંઇક આવા પ્રકારનો જ પ્રશ્ન કર્યો હતો. દયારામનું મૌન આ સમયે એને ફરી ખટક્યું ને કાંઇક અસ્વાભાવિક શબ્દો એના મોંમાંથી સરી પડ્યા, "પેસવા જ ન દેત, બીજું શું?"

સોનાને પોતાના આ પ્રશ્ન ઉપર બહુ જ મદાર હતો. પાર્વતીના જવાબથી તે ચિડાઇ ગઈ. એણે માન્યું કે મેં આને જેવી ધારી હતી તેવી એ ભોળી નથી. કિશોરી સંબંધની વાતમાં આ કોઇ પકડમાં નથી આવવા ઇચ્છતી. તે બોલી, "રહેવા દો ભાભી, મને શું શીખવો છો? હું સમજતી હતી કે કિશોરીનો સંબંધ તોડવામાં તમારી સલાહ નહિ હોય, પણ હવે સમજાયું કે મૂળ વાત શું છે?"

પાર્વતીનો ચહેરો ફિક્કો પડી ગયો. સોનાએ ફરી કહ્યું, "ઠીક ભાભી, સાચેસાચું કહો કે તમે દાદાને આ સંબંધ તોડતાં રોક્યા હતા?"

પાર્વતીએ અપરાધીની જેમ માથું નીચું રાખીને કહ્યું, "રોક્યા હતા."

"હા, મેં પણ સાંભળ્યું હતું કે તમે રોક્યા હતા. ગામમાં બધા જ કહે છે કે તમે તો લક્ષ્મી છો. ધનના લોભમાં પડીને તમે કોઇ બીજાની હત્યા ન કરી શકો!"

આ સંબંધમાં જ્યારે જ્યારે પાર્વતી પોતાનાં વખાણ સાંભળતી ત્યારે ત્યારે એને એમ લાગતું કે એના સ્વામીની નિંદા થઈ રહી છે. અત્યારે તો તે મહાપરાણે પોતાની જગાએ એમ ને એમ બેસી રહી. સોનાએ કહ્યું, "તો તમે દાદાને ફરી વાર સમજાવીને રોકો, ભાભી! પૈસો એ કાંઇ બહુ મોટી વાત નથી. ભગવાને તમને પણ બધી રીતે સુખ આપ્યું છે. એક જગાનો નક્કી કરેલ સંબંધ તોડીને બીજી જગાએથી કુકર્મનું ધન આવશે તો તે ઘર આખાનું સત્યાનાશ વાળી દેશે. આવું કસાઈનું કામ દાદા શા માટે કરે છે તે મારી સમજમાં નથી આવતું. ભાભી, તમારી મોટાઇ તો કહેવાય જો એમને તમે આ કામ કરતા રોકો, નહિ તો કોઇ એમના નામ પર...."

પાર્વતી એકદમ ઊભી થઇ ગઈ ને ક્રોધથી બોલી, "બસ બેન, હવે તમે જાવ. તમારે મન એમનું કામ કસાઇનું હોય કે ગમે તે હોય, મારે મન તો તેઓ જે કરે છે તે બરાબર છે. બસ, હવે હું આ સંબંધમાં કાંઇ કહેવા નથી માગતી."

સોના અવાક્ થઇ ગઈ. એકાએકના આવા ઉલ્કાપાત માટે તે તૈયાર નહોતી. પાર્વતી પણ ક્યારેય આવું

કરી શકે એવું એણે સ્વપ્નમાં પણ કલ્પ્યું નહોતું. થોડી વાર સ્તબ્ધ રહીને એણે કહ્યું, "મને તો પહેલાં જ વહેમ હતો કે તમારા મનમાં કાંઈક છે. આ રીતે ચિડાઈ શા માટે જાઓ છો ? હવોને, હું નહિ આવું તમારે ત્યાં."

કાંઇ પણ જવાબ દીધા વિના ઝપાટાબંધ ઓરડામાં જઇને પાર્વતીએ ધડાક કરતું બારણું વાસી દીધું.

# ૮

બીજે દિવસે સવારે નાહી-ધોઈને પાર્વતી ગૃહદેવતાની પૂજા કરવા બેઠી હતી એટલામાં શોભારામે આવીને કહ્યું, "ભાભી, આજ હું તમારી સાથે થોડીક વાત કરવા માગું છું."

આટલું કહીને તે ગૃહમંદિરના ચબૂતરા નીચે બેસી ગયો. પાર્વતીએ એની સામે જોઈને પૂછ્યું, "શું છે ભાઈ ?"

શોભારામ નીચું મોં રાખીને ચુપચાપ બેઠો હતો. તેને તરત તો સમજાયું નહિ કે કેવી રીતે આગળ વાત કરવી. જે વાતાવરણ વચ્ચે તે ઊછર્યો હતો તે વાતાવરણમાં પોતાના લગ્નની વાત વડીલો પાસે પોતાને મોંએ કરવા જેવી બીજી ધૃષ્ટતા એકેય ગણાતી

નહોતી. અને પોતાનાં હિતાહિતનો આવડો મોટો પ્રશ્ન જરી પણ સંકોચ વિના વડીલોના હાથમાં સોંપી દેવામાં પણ એને કોઇ પ્રકારનો વાંધો ન હતો. પરંતુ આ સમયે સ્થિતિ એવી હતી કે ચોખવટથી વાત કર્યા વિના કામ પણ ચાલે તેમ નહોતું. થોડી વાર થોભીને મોં નીચું રાખીને જ એણે કહ્યું, "હું તમારી આજ્ઞા લેવા આવ્યો છું."

શાના માટે અને શી આજ્ઞા લેવા આવ્યો છે તે વાત કહેતાં પાછો એ અચકાયો. એનો સંકોચ દૂર કરવા પાર્વતીએ જ પૂછયું, "શું સગાઇ સંબંધેની કાંઇ વાત છે?"

"હા, એ સંબંધમાં તમે મને જે આજ્ઞા કરો તેમ વર્તવા હું તૈયાર છું."

પાર્વતીને સોના સાથે થયેલી વાત યાદ આવી ગઇ, જે સાંભળીને કાલે તે અસ્વાભાવિક રીતે ખિજાઇ ગઇ હતી. પોતાના પતિની એ નિંદામાં અને આમાં અંતર એટલું હતું કે સોના સામેના પ્રવેશદ્વારમાંથી અંદર આવી હતી જ્યારે આ પાછળથી ચોરની માફક ખાતર પાડીને આવેલો—જો કે પાછળથી પોતાના એ વર્તન માટે એને બહુ જ શરમ આવતી હતી. એટલે આ

વખતે એણે પોતાને સંભાળી લેવાનો પ્રયત્ન કરતાં કહ્યું, "તો શું તને તારા દાદા પર વિશ્વાસ નથી?"

આવી વાત કરીને એણે ભાભીના દિલને આઘાત પહોંચાડયો છે એ જાણતાં શોભારામને દુઃખ થયું. લજ્જિત થઇને એણે કહ્યું, "ના ભાભી, હું દાદા પર વિશ્વાસ નહિ રાખું તો કોના પર રાખીશ? પણ હું તો તમને એટલા માટે આ પૂછું છું કે ભૂલ તો મોટા મોટા ઋષિમુનિઓથી પણ થઇ જાય છે. જો બીજી જગાએ સંબંધ કરવાનું અયોગ્ય હોય તો હજી કાંઇ બગડયું નથી. તમે કહો તો હું હમણાં જ પિરથીપુરના નાયીને ધક્કો મારીને બહાર કાઢી મૂકું."

"રામ રામ!" પાર્વતી એકદમ બોલી ઊઠી. "એવું કરવું એ સારા માણસને ન શોભે, ભાઇ!"

શોભારામે હસીને કહ્યું, "હું એટલો ગમાર નથી કે એવું કરી જ બેસું. કોઇને કાઢવો હોય તો એના હજાર ઉપાય જડે, એને ન કાઢતાં હું જ ક્યાંક ચાલ્યો જાઉં તોય શું એ અહીં અડ્ડો જમાવીને બેસી રહેશે? પરંતુ........"

"પરંતુ શું?"

"એ જ કે એથી દાદાને બહુ દુઃખ થશે. અને ભાભી, તમે અહીંના માણસોને નથી ઓળખતાં. લોકો એમ જ કહેશે કે આપણે પિરથીપુરવાળાના બરોબરિયા નથી એટલે એ લોકોએ પોતે જ સંબંધ કરવાનું ઉચિત નથી ધાર્યું. નાયીને તો એમણે બધી તપાસ કરવા મોકલેલ! એ તો ઠીક, પણ આ સંબંધમાં તમે મને શું કરવાનું કહો છો?"

"આ વાતમાં હું શું કહી શકું? તારા દાદા કરી રહ્યા છે તે જ થવાનું."

"નહિ ભાભી, તમને જે ગમશે તેજ થશે. મારો એ નિશ્ચય છે. હા, પણ અહીંવાળી છોકરીની એવી બદનામી ફેલાઇ ગઇ છે કે......."

પાર્વતીએ એકાએક ઉગ્ર બની જઇને કહ્યું, "છીઃ.... ભાઇ! જે વાતની સાબિતી ન હોય તે કોઈ પણ છોકરી માટે હોય તોય એના પર લક્ષ ન દેવું જોઇએ."

કોઇ અકથ્ય આનંદથી શોભારામનું આખું શરીર ઝણઝણી ઊઠયું. બીજાની નિર્દોષતામાં ભાભીને આટલો અચળ વિશ્વાસ છે! થોડો સમય મૌન રહીને એણે કહ્યું, "માફ કરો ભાભી! મારી ભૂલ થઇ. હું કદીક

દાદાની આજ્ઞા ન પણ માનું પરંતુ તમારી વાત ન ટાળી શકું. તો હવે તમે મને ચોખ્ખે ચોખ્ખું કહી દો કે પિરથીપુરવાળી સગાઇ થવાની કે નહિ ? ”

“ થવાની. ”

શોભારામ ચકિત થઈ ગયો. તે ભાભીની મનોદશા જાણતો હતો, અને એની ઇચ્છા પૂરી કરવા માટે આજે તે દાદાની પણ પરવા ન કરવાની તૈયારી કરીને આવ્યો હતો. પાર્વતીની આજ્ઞાથી એ કોકડું એટલી સહેલાઈ-થી ઊકલી ગયું, તોપણ આવું સાહસિક કાર્ય કરવા-નો અવસર હાથમાંથી ગયો એટલે, કે બીજા કોઇ ગંભીર કારણે પણ તેના હૃદયને સંતોષ ન થયો. એને પોતા પર ક્રોધ આવ્યો : પોતે શરમ છોડીને પોતાના પક્ષમાં આટલું બધું શા માટે બોલી ગયો ? ‘ભાભી, શી આજ્ઞા છે ?’ એમ બે શબ્દોમાં જ કામ પતી જાત. એણે પૂછ્યું, “ દાદાને તો તમે બીજી સગાઇ કરતાં રોકયા હતા, તો પછી હવે આમ કેમ કહો છો ? હું જે કાંઈ બોલી ગયો તે પર ધ્યાન ન દેશો. તમે જે આજ્ઞા કરશો તેનો અમલ કરતાં મને જરા પણ સંકોચ નહિ થાય. હા, તો ફરીથી કહો ભાભી, તમારી શી આજ્ઞા છે ? ”

"ભાઈ, આ સંબંધમાં મારી આજ્ઞાની જરા પણ જરૂર નહોતી, છતાંય હું કહી તો ચૂકી છું કે તમારા દાદા જે કરી રહ્યા છે તે જ બરાબર છે. મારો સખત વિરોધ હોવા છતાં જ્યારે એમણે બીજે સંબંધ નક્કી કરી જ દીધો તો પછી એમ જ થવું જોઇએ. આથી વધુ હું કાંઇ ન જાણું."

"સંબંધનું મૂલ્ય શું છે તે હું નથી જાણતો. તમારી આજ્ઞા છે એ માટે જ આ સંબંધ છે. તમે જે આજ્ઞા કરો તેનું પાલન કરવાની શક્તિ પ્રભુ મને સદાય આપે એટલું જ હું માગું છું." કહીને શોભારામ ઊભો થઈ ગયો.

પાર્વતીએ એકદમ મોં ફેરવી લીધું અને પૂજાનું પંચપાત્ર એક જગાએથી બીજી જગાએ મૂકવામાં રોકાઇ–કદાચ એ વખતે એની આંખમાં આંસુ હતાં.

સામે આવેલાં અનેક ઝઘડા અને જંજાળને પાર કરીને તે જ દિવસે સાંજના સમયે શોભારામની સગાઇ વિધિપૂર્વક સંપૂર્ણ રીતે પતી ગઇ.

# ૯

હરિરામે કૌશલ્યા પાસે આવીને પૂછ્યું, "બેન, કિશોરીની સગાઇ નક્કી કરવા નાથીને બેહટા મોકલું કે હજુ પણ દયારામ તરફની કાંઇ આશા છે?"

કૌશલ્યાએ ધીમા અવાજે જવાબ આપ્યો, "જેમ ઠીક લાગે તેમ કરો ભાઇ, પરંતુ........"

વાક્યમાં 'પરંતુ' શબ્દ પૂર્વે કહેવાઇ ગયેલ વાક્યના દુશ્મન તરીકે આવે છે. એનો વિરોધ ગમે તેટલો કોમળ હોય પણ હોય છે તો વિરોધ જ. એટલે એ વાક્યને વચ્ચેથી જ કાપીને હરિરામ બોલી ઊઠયા, "એક બાજુથી 'તમને ઠીક લાગે તેમ કરો' એમ કહે છે ને બીજી બાજુથી 'પરંતુ' પણ કરતી જાય

છે! ઠીક, કહી નાખ, 'પરંતુ' શું? દયારામ શું હવે શોભુને પિરથીપુરની છોકરી સાથે પણ પરણાવશે અને તારે ઘેર પણ જાન લઈને આવશે?"

કૌશલ્યાની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. એ બોલી, "તેઓ જાન તો આપણે ત્યાં નહિ લાવવાના, એટલે હવે એ જ સારૂં છે કે તમે તમારાં બેન અને ભાણેજને અહીં જ ગળું દાબીને મારી નાખો."

આ ગામમાં તો હરિરામ પોતાના સાસરે રહેતો હતો. એનું ઘર તો કૌશલ્યાના પિયરના ગામમાં આવ્યું, ને એ સંબંધે જ તે કૌશલ્યાને બહેન કહે છે અને બની શકે તેટલી હદે એને અનુરૂપ વ્યવહાર પણ રાખે છે. કૌશલ્યાનાં આ આંસુઓએ પોતાના વચનની કરુણતા હરિરામ પાસે નજીવી બનાવી દીધી. એની વાત હસવામાં કાઢી નાખી હરિરામ બોલ્યા, "ભાણી-બેન તો પારકી થાપણ કહેવાય. એને હેમખેમ ઘરે-બારે થઈ જવા દો, પછી તમારું ગળું દાબી દઉં તો કાંઈ વાંધો નહિ. કેમ, બરાબર ને!"

આટલી મજાક પછી પણ કૌશલ્યા કાંઈ ન બોલી. જવાબ માટે થોડી વાર રાહ જોઈને હરિરામે ફરી

પૂછ્યું, “હા બેન, તમે બીજું શું કહેતાં હતાં? કંઈક તો બોલો? શું આ સંબંધમાં કિશોરીને કાંઈ પૂછવાનું છે? આજકાલનાં છોકરા-છોકરીઓની વાતો જ ન્યારી છે એટલે જ હું પૂછું છું.”

કૌશલ્યાના મનમાં આ વાતનો તો ખ્યાલે નહોતો. એણે શંકાભર્યા અવાજે પૂછ્યું, “આ તે કેવી વાત કરો છો, ભાઈ?”

હરિરામને સંતોષ થયો કે પોતાની વાતથી કૌશલ્યાનું મૌન તૂટ્યું છે. એણે કહ્યું, “તમે શોભુની વાત નથી સાંભળી શું?”

શોભારામના કોઈ નિંદવા યોગ્ય વર્તન વિષે સાંભળવું પડશે એવી આશંકાએ કૌશલ્યાની જિજ્ઞાસા શમાવી દીધી. એણે કહ્યું, “મેં તો કાંઈ નથી સાંભળ્યું, ભાઈ!”

હરિરામ બોલ્યા, “તમે તો જાણો જ છો બેન, કે બીજી વાત ગમે તેમ હોય પણ પાર્વતીમાં તોપણ કંઈક દયા–માયા છે. એ નહોતી ઇચ્છતી કે એક જગાએ કરેલી સગાઈ મૂકીને બીજી જગાએ સગાઈ કરીએ. શોભુને તમે કાંઈ ઓછો ન સમજતાં, લોભમાં

તો તે એના દાદાને પણ વટી જાય તેવો નીકળવાનો. કામ બગડતું જોઈને એ પાર્વતી પાસે દોડ્યો અને એના પગમાં માથું મૂકી બીજી જગાની સગાઈ નક્કી કરવા માટે એને મનાવ્યા પછી જ ઊઠ્યો. કેમ, છે ને અજબ વાત!"

કૌશલ્યા કરુણ સ્વરે બોલી ઊઠી, "મારે નથી સાંભળવી તમારી અજબ વાતો. તમને જેમ ઠીક લાગે તેમ કરો, હું કશું ન જાણું."

હરિરામે કહ્યું, "તો તમારે કંઈ જાણવાની જરૂર પણ શી છે? હું ન હોઉં તો જુદી વાત. ઠીક ત્યારે, સંબંધ નક્કી કરી નાખવા હું નાથીને તો મોકલી દઉં છું. લગ્ન પણ જલ્દી કરવું પડશે."

કૌશલ્યાએ કાંઈ જવાબ ન દીધો. હરિરામ જાણતો હતો કે મૌન રહેવું એ સંમતિનું જ સૂચન છે, એટલે આ સંબંધે ફરી કાંઈ કહેવું--સાંભળવું એને યોગ્ય ન લાગ્યું.

થોડી વાર પછી એ બોલ્યા, "અરે કિશોરી! ક્યાં ગઈ? એક લોટો પાણી તો લાવ, બેટા! તરસ લાગી છે!"

ઘરની એક ઓરડીમાંથી અવાજ આવ્યો, "લાવું છું, મામા !"

કિશોરી ઓરડીમાં રહ્યે રહ્યે આ વાતચીત સાંભળી રહી હતી. હરિરામની વાતનો જવાબ આપી દીધા બાદ એને એક પ્રકારની લજ્જા લાગવા માંડી. આજ-કાલનાં છોકરા–છોકરી ઉપર હમણાં હમણાં જ ટીકા થઈ રહી હતી અને તે પછી પણ તે પોતાની સગાઈની ચર્ચા સંતાઈને સાંભળતી પકડાઇ ગઇ. જો આ વખતે કોઇ પણ રીતે તેણે હરિરામનો સાદ ન સાંભળ્યો હોત તો કેવું સારું થાત! પરંતુ જ્યારે એણે સાંભળ્યું જ ત્યારે એ ન સાંભળ્યું કરવાનો ઉપાય એની પાસે શું હતો ?

એક ક્ષણ બાદ પોતાની આ શરમને કોઈ પણ રીતે દૂર કરવાનો એણે પ્રયત્ન કર્યો. એના મામા પીવા માટે પાણી માગે છે અને પોતે ઓરડામાં બેઠી બેઠી નકામી વાતોના વિચારે ચડી છે! પોતાના ઉપર જે અન્યાય કરવામાં આવે છે તેનો તીવ્ર અનુભવ એના આ મામાએ જેટલો કર્યો છે તેટલું બીજા કોનાથી થયું છે? જે સંસારમાં શોભારામ સુદ્ધાં પોતાની ભાભીના પગ પકડીને એમને એની જ વિરુદ્ધના પોતાના કાવતરામાં

ફસાવી દે છે, એવી પરિસ્થિતિ વચ્ચે એના મામા જેવી વ્યક્તિનું અસ્તિત્વ એને એક ઇશ્વરી વિચિત્રતા જ લાગી. અત્યાર સુધી તે શોભારામ પ્રત્યે જ પોતાના અતિશય અભિમાનને લીધે મનમાં ને મનમાં સળગી રહી હતી, હવે એનું ધ્યાન પોતાની મા તરફ પણ ગયું. આવા નિકટના સ્નેહી પ્રત્યે પણ એ યોગ્ય વર્તન ન રાખીને ઉપેક્ષા જેવો ભાવ દેખાડી રહી છે એથી વધારે અયોગ્ય બીજું શું હોઇ શકે ? છતાં પણ પોતાના મામા આ વાત મન ઉપર જ નહોતા આવવા દેતા એ જોઈને એનું મન કૃતજ્ઞતાથી ભરાઈ ગયું. કોઈ પણ રીતે પોતાનો આ કૃતજ્ઞતાનો ભાવ જો પોતાના મામા સુધી તે પહોંચાડી શકે તો તે બચી ગઇ જાણો.

લોટો ભરી લાવી કિશોરી ધીમે પગલે હરિરામ પાસે આવી. માને મોં ગંભીર કરીને ચુપચાપ બેઠેલી જોઇને એના મનમાં ફરી આઘાત લાગ્યો. લોટો હરિરામની સામે ધરીને એણે કહ્યું, “ મામા, હાથપગ ધોઇને આજ અહીં જ જમી લ્યો ! તમને મોડું થઈ ગયું છે. ”

હરિરામે હસીને કહ્યું, “ મોડું તો કાંઈ નથી થયું બેટા, ઘેર જઈ ને જમીશ. ”

આ બધું સાંભળવા છતાં પણ માને મૌન જ રહેલી દેખીને કિશોરી જાણે ગુસ્સાથી બળ વાપરીને મામાને જમવા માટે ખેંચી ગઈ. છોકરીના આ વણમાગ્યા આદરથી હરિરામ મનમાં મનમાં ખુશી થયા. કિશોરીના વિવાહ સંબંધમાં તે જે કાંઈ કરી રહ્યા છે તેનું મૂલ્ય તે સમજી છે એ વસ્તુ એનાથી છૂપી ન રહી.

## ૧૦

પાર્વતીને ત્યાં જઈ આવ્યા બાદ સોનાનો જીવ બહુ દુ:ખી થઈ ગયો. ઘણી ઘણી ઇચ્છા હોવા છતાં તે તુરત જ કિશોરીને ત્યાં ન જઈ શકી. મા – દીકરી આ દિવસોમાં કેટલાં દુ:ખી હશે એની કલ્પના એને હમેશ પીડિત બનાવતી રહી.

આ દરમિયાન જ કિશોરીની સગાઈ બીજી જગાએ થઈ જવાના સમાચાર સાંભળીને તે આશ્ચર્યમાં પડી ગઈ. તુરતાતુરત કિશોરીને મળવા માટે એ ચાલી નીકળી.

સોનાએ કિશોરીને પૂછ્યું, "ક્યાં છે કાકી?"

"સૂતાં છે."

સોનાને આશ્ચર્ય થયું. કૌશલ્યા ગરમીના દિવસોમાં પણ ક્યારેક જ બપોરે સૂતી, તો આ ઠંડીમાં આમ બપોરે સૂતી છે એટલે જરૂર એની તબિયત ખરાબ હશે એમ એણે માન્યું ને પૂછ્યું, "શું તબિયત કંઈ ખરાબ છે?"

કિશોરીએ કહ્યું, "ઊંઘે છે એટલે અત્યારે તો કાંઈક ઠીક હશે એમ લાગે છે, નહિ તો જાગતાં હોત તો એ અત્યારે ચુપચાપ એકલાં બેઠાં હોત. એમ બેસી રહેવા કરતાં ક્યારેક ક્યારેક મન મૂકીને રડી પડવું સારું."

સોના ચૂપ થઈ ગઈ. થોડી વારે બોલી, "બેહટાની વાત નક્કી થઈ ગઈ ને મને કાંઈ ખબરેય ન પડી!"

"જીજી! તમને કેવી રીતે ખબર પડે? હજુ પરમ દિવસે તો તમે આવેલાં, પછી એક ઘડીનો સમય પણ તમને ક્યાં મળ્યો છે કે અહીં આવી શકો! તમે ગામમાં જ તો રહો છો. તમે સાંભળ્યું પણ હશે કે હવે સારા ઘરની વહુ-દીકરી સાથે વાત કરવા યોગ્ય હું નથી રહી."

કહેતાં કહેતાં કિશોરીએ અભિમાનથી મોં ફેરવી

લીધું. સોનાએ તુરત હાથ લાંબા કરીને એને પોતાની ગોદમાં લઈ લીધી. એક હાથથી એનું માથું ઊંચું કરી એની આંખોમાં પોતાની આંખો પરોવીને એણે કહ્યું, "બેન, શું તું મને એવી નીચ સમજે છે કે આવી વાત મોંમાંથી કાઢે છે?"

સોનાના ખોળામાં માથું મૂકીને કિશોરી મૂંગી મૂંગી આંસુ સારી રહી હતી. આટલા દિવસો પછી આજ એને રડવાનો મોકો મળ્યો એ તે કેમ હાથથી જવા દે? એમ નહિ કે એની મા સામે એને એક-બે વાર આંસુ આવી ગયાં નહોતાં, પરંતુ એવે વખતે તો સારવા કરતાં રોકવાં જ એને વધારે પડયાં હતાં. એનાં જે આંસુઓ હૃદયના ઊંડાણમાં તળિયે હતાં તેને શરમના ક્રૂર પથ્થરે ત્યાં જ દાબી રાખ્યાં હતાં. આજે એની સામે કોઇ રુકાવટ કે બંધન નહોતું. આજ એને એ પણ ડર નહોતો કે દિલની કોઇ છૂપી વાત આ આંસુ સાથે બહાર નીકળીને બીજાની સામે છતી થઇ જશે. એણે પોતાનાં આંસુ રોકવાનો જરાયે પ્રયત્ન ન કર્યો. એની સાથોસાથ સોનાનું હૃદય પણ ભરાઈ ગયું. આંસુ સારતી ચુપચાપ એ કિશોરીના માથા પર પોતાના હાથ ફેરવવા લાગી-જાણે ચુપચાપ આવી રીતે હાથ

ફેરવવા સિવાય બોલવાનું એની પાસે બીજું કાંઇ પણ નથી.

પરંતુ આપણી પાસે કહેવાનું કાંઈ ન હોય તોપણ કાંઈ ને કાંઇ આપણે કહેવું જ પડે છે. એટલે આંસુઓની ભરતીમાં જ્યારે કુદરતી રીતે કાંઈક ઓટ આવી ત્યારે સોનાએ પૂછ્યું, "દવેભાઇએ આ સંબંધ આટલો જલદી કેમ કરી નાખ્યો, બેન ?"

"ન કરે તો શું કરે, જીજી ? ગામલોકો જે જાતની ખરાબ વાતો ફેલાવી રહ્યા છે તેનાથી બચવાનો ઉપાય એમના પાસે એ સિવાય બીજો કયો હતો ?"

સોનાએ કહ્યું, "પણ સાંભળ્યું છે કે એમના ચરિત્રમાં...."

કિશોરી સહન ન થઇ શકવાથી બોલી ઊઠી, "સાંભળેલી વાત કાંઇ ન કરશો, જીજી ! જો સાંભળેલી વાતનો વિશ્વાસ કરવા બેસશો તો આજે તમે મારો પડછાયો પણ ન લઈ શકો, અને જેનામાં તેના સર્વ ગુણોનો ભંડાર જ દેખી રહ્યાં છો તેમની અંદર પણ કોણ જાણે કેવી કેવી યુકિતઓ છુપાઇ રહેલી દેખાશે. હું તો એટલું જાણું કે મા મને જેના હાથમાં સોંપી દેશે

તેના ગુણદોષનો વિચાર હું નહિ કરું. એક બાજુથી જેણે ખોટી ટીકાઓને લીધે મને તરછોડી છે તેના તરફ તમે અસંતુષ્ટ છો અને બીજી બાજુ જેણે એવી હલકી નિંદાઓ સામે પણ પોતાનું મસ્તક નમવા નથી દીધું એનામાં દોષ દેખો છો! નહિ જીજી, હું એમનામાં કોઇ પ્રકારની શંકા નથી મૂકી શકતી. આ વાતને અંગે તમે મને કાંઈ ન કહેશો."

સોના સ્તબ્ધ બની ગઈ. શોભારામ વગેરે પ્રત્યે કિશોરીનું આ કેવું અભિમાન ગણાય! કોઇની નિંદા આ રીતે પણ થઇ શકે છે એ વાતનો આજે એણે પહેલી વાર જ અનુભવ કર્યો. હાય! આવાં રત્નોને પણ લોકો ઠોકરે મારે છે! એનાથી અજાણ્યે એક ઊંડો નિસાસો નખાઈ ગયો અને ત્યાં ને ત્યાં તે બેસી રહી.

થોડી વાર પછી એ બોલી, "લાગે છે કે કાકીના જીવને ઠીક નથી. ક્યાંક એની તબિયત વધારે ખરાબ ન થઈ જાય."

"મને પણ એ જ બીક છે. પહેલાં તો વચ્ચે વચ્ચે ક્યારેક એ રડી પડતાં, અને એ રીતે પોતાનો અંદરનો

ક્રોધ કોઇ ને કોઇ પ્રકારે પ્રકટ કરીને બીજા સાથે બોલતાં–ચાલતાં પણ હતાં, પરંતુ જે દિવસથી હવે મામાએ સંબંધ નક્કી કરી નાખ્યો છે તે દિવસથી જાણે એનામાં કાંઈ રહ્યું જ નથી. એકાંતમાં છાનાંમાનાં બેસી રહે છે. ક્યારેક કોઇ આવીને પાસે બેસે તો ઊઠીને ચાલ્યાં જાય છે. જે કાંટો એના દિલમાં પેસી ગયો હતો તે બહારથી તો નીકળી ગયો હોય એવું લાગે છે, પણ એની અણી તૂટીને અંદર જ રહી ગઇ જણાય છે કોણ જાણે ભગવાને શું ધાર્યું છે! જીજી, તમે પણ આવી સ્થિતિમાં ક્યારેક ક્યારેક ખબર કાઢતાં રહેજો. રખે તમે પણ ક્યાંક ભૂલી જતાં!"

કિશોરીને જે વાતનો ડર હતો તેવું જ બન્યું.

રાત્રે ખાટલા પર સૂતેલી મા પાસે જઈને કિશોરીએ કહ્યું, "ઊઠો મા, વાળુ કરી લો."

વિહ્વળ કંઠે કૌશલ્યાએ ઉત્તર દીધો, "બહુ તરસ લાગી છે, બેટા! ચાલ થોડુંક ખાઈ લઉં."

માના અવાજથી શંકિત બનીને કિશોરીએ એના માથા પર હાથ મૂકયો. કપાળે હાથ મૂકતાં જ એકદમ

તે ચોંકી ઊઠી, "અરે! તમને તો સખત તાવ આવ્યો છે મા! આવી સ્થિતિમાં કાંઇ લેવાથી નુકસાન તો નહિ થાય ને?"

"નુકસાન! તો જવા દે, પાણી જ લાવ, પી લઉં!"

પાણી પીવા માટે તે ખાટલા પરથી નીચે ઊતરવા લાગી. કિશોરીએ પોતાના હાથ આડા રાખી એને રોકતાં કહ્યું, "નીચે ન ઊતરો મા! આવી સ્થિતિમાં ખાટલામાં પાણી પીવામાં કાંઇ વાંધો નહિ."

કિશોરીએ એ રાત મહામુશ્કેલીએ વિતાવી સવારમાં સૌથી પહેલું કામ એણે પડોશમાં રહેતા એક વૈદને બોલાવી લાવવાનું કર્યું. દૂરથી જ એને જોઈને કૌશલ્યા એકદમ પ્રસન્નતાથી બૂમ પાડી ઊઠી, "પધારો ભાઈ! હું જાણતી જ હતી કે તમે આવશો."

કિશોરીએ વૈદ સામે જોયું. વૈદે પણ કિશોરી સામે જોઇને એને ચૂપ રહેવા સંકેત કર્યો, પરંતુ વૈદના એ ઇશારાથી જ તે સમજી ગઈ કે સ્થિતિ ગંભીર છે. મા

પાસે જઇને એણે જોરથી કહ્યું, "મા, આ વૈદકાકા તમને જોવા આવ્યા છે."

આટલા વખત સુધીમાં કદાચ કૌશલ્યાને પણ પોતાના ભ્રમની ખબર પડી ગઇ હતી. જરા સંકોચથી એક હાથથી એણે પોતાના માથા ઉપરનું વસ્ત્ર ઠીક કરી લીધું.

નાડી જોઇને અને બધી બીના જાણીને વૈદે કહ્યું, "હું એક દવાનું નામ લખી આપું છું, હરુને મોકલીને દયારામને ત્યાંથી એ દવા મંગાવી લેજો. મારી પાસે એ રસ નથી ને એ રસ વિના કામ નહિ ચાલે."

"એના ઘરની વસ્તુ હું નહિ ખાઉં." કૌશલ્યા બોલી.

વૈદે આશ્ચર્યથી કહ્યું, "શા માટે? છોકરી અંગેનો સંબંધ તો હવે એની સાથે રહ્યો નથી!"

કૌશલ્યાએ આ વાતનો કશો જવાબ ન આપ્યો. જરા વિચાર કરીને વૈદે ફરી વાર કહ્યું, "પૈસા લઇને તો એ કોઇને દવા દેતા નથી. ઠીક, હું બીજી દવા આપું છું, એનાથી પણ કાંઇક ઠીક થશે."

પવન ન લાગે એમ દરદીને રાખવાની અને ઉકાળેલું પાણી પીવામાં આપવાની સૂચના કરીને વૈદ ચાલ્યા ગયા.

દવા તો ચાલુ થઇ ગઇ પણ રોગ તો ધીમે ધીમે વધતો જ ગયો. સોના, કિશોરી અને હરિરામ રાતદિવસ તન તોડીને એની સેવા કરવા લાગ્યાં.

એક દિવસ સોનાએ હરિરામને કહ્યું, " દવેભાઇ ! સંકટમોચન મહાવીરનો મોટો મહિમા છે. તમે સવારમાં ત્યાં જઈને પાઠ કરી આવવાનું રાખો ને સાંજે અમે બંને દીવો કરી આવવાનું રાખશું."

આ વ્યવસ્થા થઇ પણ ગઈ.

## ૧૧

લગ્નને તો હજુ વાર છે, પરંતુ એની તૈયારીઓ તો ક્યારની ઘરમાં શરૂ થઇ ગઈ છે. કામકાજની આ ધમાલમાં કોઈને ફુરસદ નથી–ફુરસદ છે માત્ર એને, જેને માટે આ બધી ધમાલ થઇ રહી છે. શોભારામ પોતાનો ઘણોખરો સમય ખેતરના પેલા બીજની જેમ એકાંતમાં જ વિતાવે છે, જેને લઇને ખેડૂત, ખેતરની માટી અને અનુકૂળ ઋતુનાં પવન અને પાણીને એક ક્ષણનો પણ વિરામ નથી મળતો.

સંધ્યા સમયે શોભારામને દિનભરનું પોતાનું જીવન અતિ કંટાળભર્યું લાગ્યું. એને લાગ્યું, જે મશિન વિના એન્જિન–ઘરની કોઇ કિંમત નથી એ મશિન તો બંધ

પડયું છે અને એન્જિન ઘડ ઘડ અવાજ કરીને કાનના પડદા ચીરી નાખે છે. આજે ઘણા દિવસ બાદ બહાર ફરવા ગયા વિના તે ન રહી શકયો.

ગામની બહાર લીલાં હરિયાળાં ખેતરોમાં અનેક નાની નાની પવનની લહરીઓ પ્રસરાવતો વસંતનો વાયુ ક્રીડા કરી રહ્યો હતો. ચાલતાં ચાલતાં એકાએક પવનની એક નાની એવી લહરીએ શોભારામના અંતરમાં છુપાયેલા કોણ જાણે કયા આનંદની કળી ખીલવી દીધી કે એના આખા દેહમાં એકાએક ઝણઝણાટી વ્યાપી ગઈ. એક આજના જ દિવસની નહિ, કોણ જાણે કેટકેટલાય દિવસોની અને કેવી કેવી જાતની અરુચિ અને ગ્લાનિ એક ક્ષણમાં જ જાણે ઊડી ગઇ!

આ જ ઉલ્લાસમાં તે પાછો ચાલ્યો આવતો હતો ત્યાં થોડે દૂરથી સંકટમોચનના મંદિર સામે સંધ્યાની ઘેરી છાયામાં તેણે બે સ્ત્રીઓને વાતો કરતી દેખી. થોડે વધારે નજીક પહોંચી પોતાની ગતિ ધીમી કરીને એણે સોના અને કિશોરીને ઓળખ્યાં. બહુ જ નાનપણમાં જ્યારે કિશોરી લાકડાની પાટી ને માટીની પેન હાથમાં લઈ ને પાઠશાળામાં ભણવા જતી હતી ત્યારથી શોભારામ એને ઓળખતો અને જોયા કરતો. પરંતુ

એ વખતે કિશોરીમાં કાંઇ અપૂર્વતા જોવાની એને દષ્ટિ નહોતી. ત્યારબાદ જયારે બંનેની સગાઇ થઈ ત્યારે પણ કયારેક કયારેક એ એની નજરે પડતી, પરંતુ એ વખતે પણ એને તેનામાં કાંઈ નવીનતા નહોતી દેખાઇ. હમણાં બે-એક વરસથી જ્યારે કિશોરી સામે મળી જતી અને પોતાનું શરમાળ મુખ બીજી બાજુ ફેરવી લઇ પોતાનાં વસ્ત્રોમાં છુપાવી એકદમ સામેથી નાસી જતી ત્યારે અવશ્ય એને કંઈક કુતૂહલ થતું હતું. આજે પહેલી વાર જ એણે તેના પર એક જિજ્ઞાસા-પૂર્ણ દૃષ્ટિ કરી. કિશોરીએ પણ આ જ વખતે તેના તરફ જોયું, પરંતુ એનું ધ્યાન બીજી તરફ હતું એટલે કદાચ એ જાણી પણ નહિ શકી હોય કે એણે શું જોયું. શોભારામ તરફથી સહજ રીતે જ તેણે પોતાની નજર ફેરવી લીધી ને સોના સાથે પહેલાંની માફક સ્વાભાવિક રીતે જ વાતે વળગી. શોભારામને આ બહુ અનુચિત લાગ્યું, તોપણ તેણે અજાણતાં પોતાનો સ્વાભાવિક સંકોચ છોડીને ફરી તેના તરફ એક દૃષ્ટિ કરી ને એણે જોયું કે હજી પણ કોઇ પણ કારણસર એના મોં પર વિષાદની ઘેરી છાયા છવાયેલી છે છતાં ઝીણા વસ્ત્રમાંથી દેખાતા એના દેહનું સ્વાભાવિક લાલિત્ય બમણું આકર્ષક બન્યું છે. એ વખતે જો કોઇ એને એ વાત ખાતરીપૂર્વક કહેત કે આ વિષાદ

એની સગાઇ તૂટી જવાને કારણે જ છે તો તેના આનંદની સીમા જ ન રહેત. પરંતુ એને દેખાયું કે આ તો કાંઇક બીજી જ વાત છે. તે વાત જાણવા માટે એના મનમાં કંઇક કંઇક થવા લાગ્યું. જ્યારે એ લોકો સાથેનો બધા જ સંબંધ પૂરો થઇ ગયો છે ત્યારે આવી ઉત્કંઠાની જરૂર જ શી છે તે વાત એ પોતે જ ન સમજી શક્યો. મંદિરના ઓટલા નીચે આસ્તેથી જોડા ઉતારીને તે મંદિરમાં ચાલ્યો ગયો.

થોડીક વાર અંદર અંદર વાત કરીને કિશોરી ચાલી ગઇ તે મંદિરમાં પહેલાં જ જઇ આવી હતી અને સોના પ.છળથી મંદિરના ઓટલાનાં પગથિયાં ચડી.

'શોભારામ મૂંગો મૂંગો ઊભો રહીને કાંઇક વિચારી રહ્યો હતો. પગરવ સાંભળીને એકદમ એ દેવમૂર્તિ સામે હાથ જોડીને પ્રાર્થના કરવા લાગ્યો.

અંદર આવીને સોનાએ જરા કડકાઇથી કહ્યું, “શોભુભાઇ, ભગવાનમાં તમને શ્રદ્ધા વળી ક્યારથી આવી ગઇ? હું તો બરાબર જોતી આવું છું કે તમે રોજ પટાપટ કરતા અહીંથી પસાર થઇ જાવ છો, મંદિર તરફ તો કદી જોતા પણ નથી.”

શોભારામ ગુસ્સે ન થઈ શક્યો. એ બોલ્યો, "કેમ, શું એમાં કાંઇ વાંધો છે, જીજી?"

સોનાએ તીણા સ્વરે કહ્યું, "વાંધો ન હોય તો પણ બે માણસની વાત આમ લપાઇ–છુપાઇને સાંભળવી એ શું સારી વાત છે?"

શોભારામે પણ એ રીતે જ જવાબ આપ્યો, "તમે તો નકામાં ઝઘડો છો. શું તમે કોઇને દર્શન કરવા માટે મંદિરમાં પણ નહિ આવવા દો? હું તો તમારી સાથે કાંઇ વાત કરવા નથી માગતો."

"મારી સાથે શા માટે કરો? તમે તો સંતાઇને એ સાંભળશો કે અમે બીજાનો સર્વનાશ કેટલી હદે કરી નાખ્યો, વાહ!"

"ઠીક, એમ તો એમ!" કહીને શોભારામ ક્રોધાયમાન થઇને મંદિર બહાર નીકળી ગયો.

રસ્તા પર એકલા ચાલતાં ચાલતાં તે થોડી વારમાં જ શાંત પડી ગયો. એને પશ્ચાત્તાપ થવા લાગ્યો કે પોતે નકામો જ ઝઘડી પડ્યો. જો શાંત રહ્યો હોત તો કાંઇ બગડી ન જાત.

ચાલતાં ચાલતાં અચાનક એને સાંભર્યું કે ક્યાંક

સોના પોતાના ઘેર ન પહોંચી જાય અને આજની વાતમાં મીઠું-મરચું ભભરાવીને ત્યાં એ સૌની સામે ખુલ્લી ન પાડે! છીઃ છીઃ, તો કેટલી શરમની વાત થાય! તે ફરી પાછો ગામ બહાર નીકળી ખેતરોમાં અહીંતહીં ફરવા લાગ્યો. બે કલાક બાદ ધડકતા હૃદયે એણે ઘરમાં પ્રવેશ કર્યો. ત્યારે પણ કામકાજની ધમાલ તો ચાલુ જ હતી. એને જોઇને ત્યાં બેઠેલાં માણસોના ચહેરા પર ખાસ કાંઇ ફેરફાર ન દેખાયો. દયારામ થોડાક ખેડૂતો સાથે તાજા ઘીની વ્યવસ્થા માટે વાતો કરી રહ્યા હતા. એમણે તો એની તરફ જોયું સુદ્ધાં નહિ. એ જોઇને એને સંતોષ થયો કે સોના સાથે ઝઘડો થયાના સમાચાર અહીં સુધી પહોંચ્યા નથી. હવે તે ઘરમાં ગયો પરંતુ ત્યાંના કરતાં એને બહારનો જ ડર વિશેષ હતો. વિશ્વવિદ્યાલયની ઉચ્ચ પરીક્ષા પસાર કરી ચૂકનાર વિદ્યાર્થીને માટે પ્રવેશક પરીક્ષાના પ્રશ્નોમાં અમુક અંશે અસફળતા મળે તોપણ એ મોટી લજ્જાની વાત નથી હોતી.

આટલું થઇ ગયા પછી એને પોતા પર હસવું આવ્યું કે એમાં એને આટલી ડરવા જેવી શી વાત હતી! જો સોના ખરેખર એવું જ કંઇક કરવા માટે અહીં આવી ચડે તો હું પણ કાંઇક કહી શકું તેમ

હતો. શું તે કોઇને મંદિરમાં દર્શન કરવા માટે પણ નહિ જવા દે? હું કાલ ફરી એજ સમયે મંદિરે જઈશ, રોકે તો ખરી!"

પાસે જઈને એણે પાર્વતીને આમ કહ્યું-જાણે એ એને કલાકોથી બૂમ પાડતો ન હોય, "ભાભી? મને તો સખત ભૂખ લાગી છે ને તમે સાંભળતાં પણ નથી."

પાર્વતીએ એના તરફ મોં ફેરવીને આશ્ચર્ય સાથે સ્નેહભર્યા અવાજે કહ્યું, "લ્યો સાંભળો! ભૂખ લાગી છે એમ તમે મને ક્યારે કહ્યું?"

શોભારામ બોલ્યો, "હું પોતે જો દોડ્યો ન આવું તો તો તમને યાદ પણ શાનું આવે?"

બોલીને એણે પાછા ફરવાનો ઢોંગ કર્યો. પાર્વતી ગભરાઈને બોલી ઊઠી, "ઊભા રહો ભાઇ! હાથ ધોઈને આ આવી."

ડોકું ધુણાવીને શોભારામે હુકમ કર્યો, "નહિ ભાભી! હાથ ધોવાની કંઈ જરૂર નથી, એમ ને એમ જ ચાલો, બહુ જ ભૂખ લાગી છે."

આ રીતે જાણે "શુદ્ધ કલાકાર"ની જેમ વાતો કરવા ખાતર જ વાતો કરીને થોડા સમય માટે તે બીજું કાંઇક ભૂલવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

# ૧૨

તે રાત્રે પથારીમાં પડયા છતાં મોડે સુધી શોભારામને ઊંઘ ન આવી. રહી રહીને કિશોરીનું મોં એની નજરે તરવરવા લાગ્યું. પહેલાં તો તે એને જોઈને ભાગી જતી હતી. આજ મંદિરની પાસે એવું રૂઢ વર્તન રાખીને એટલી મક્કમ બનીને એ ઊભી રહી હતી કે પોતાના સ્થાન પરથી ખસવાનું નામ સુદ્ધાં નહોતી લેતી. તેને થયું કે હવે જ્યારે સગાઈ તૂટીને બીજી જગાએ સગાઇ લગભગ થઈ ગયા જેવું જ છે ત્યારે બીજા કોઈને વિષે વિચાર કરવો પણ બહુ ખરાબ ગણાય. હવે એની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ પણ શાનો ? પરંતુ શું સગાઇ તૂટી જવાનું જ દુઃખ

એને હતું ? એ દુઃખ એને શા માટે ન થાય ? થવું જ જોઈએ. ક્યાંક કોઈ જેવા તેવાને ઘેર જઈ પડશે તો તો ઘંટી પીસી પીસીને દમ નીકળી જશે.

મંદિર આગળ કિશોરીએ આજે તેની તરફ નજર સુદ્ધાં ન કરી. આ વાતનો બદલો લેવા માટે એણે કંઈક વિચાર કર્યો, પરંતુ વિચારતાં વિચારતાં જ એના હૃદયમાં ધ્રુજારી જેવો ઝણઝણાટ વ્યાપી ગયો. તે ફરીને વિચારવા લાગ્યો : બનવાજોગ છે, તેના પર બીજું કોઈ સંકટ આવી પડ્યું હોય. કેટલાક દિવસોથી એની ગ્રહદશા સારી નથી. પહેલાં પિતાનું મૃત્યુ, પછી ઘરમાં ચોરી, અને હવે આ. દુઃખના દેવ જે દ્વારેથી ઘરમાં પ્રવેશ કરે છે તેમાં થઈને તેમના અનુયાયીઓનું ટોળું પણ હમેશ આવ્યે જાય છે અને તેમના કરતાં પણ વધુ ક્રૂર તેઓ થઈ શકે છે. હવે એના આ વર્તમાન દુઃખની વાત પોતે કેવી રીતે જાણી શકે ? એની મેળે જ ખબર પડી જાય તો જુદી વાત, પણ તે પોતે તો કોઈને ન પૂછી શકે પોતાની આ અસહાયતાથી એનો જીવ અંદર ને અંદર ગભરાવા લાગ્યો.

તેના ખાટલાથી થોડે દૂર નીચે શેતરંજી પર વંસો લૂગડાંના પોટલાની જેમ પડ્યો પડ્યો નસકોરાં ઘસડી

રહ્યો હતો. થોડા વિચાર પછી શોભારામે બૂમ મારી, “વંસા ! વંસા !” પરંતુ વંસાને માટે તો કુંભકર્ણ પર સામાન્ય વાંદરાની લાતો જેવીય આ બૂમો નહોતી. એના સાદનો ઉત્તર બાજુના ઓરડામાંથી આવ્યો, “શું છે શોભુ ?”

મનમાં ને મનમાં શરમાઈને શોભારામે જવાબ આપ્યો, “ કાંઈ નહિ, દાદા !”

દયારામે ત્યાંથી જ ફરી વાર કહ્યું, “ હા, ત્યાં કાંઇ નથી, મેં ઊઠીને તપાસ કરી. એ તો માળી પર ઉંદરડા ખખડાટ કરે છે.”

હાય રે ! જે વખતે પોતે બીજાના દુઃખનો વિચાર કરતો કરતો મરી રહ્યો છે ત્યારે દાદાને ચોરોના જ વિચારો આવે છે ! અત્યાર સુધી તે વંસાના ઊંઘણશી-પણાને ધિક્કારી રહ્યો હતો, અત્યારે એને આ જાગૃતિ પર ગુસ્સો આવ્યા વિના ન રહ્યો–આવી જાગૃતિ કરતાં નિદ્રા જ સારી !

રાત્રીની નિસ્તબ્ધતા ફરી છવાઇ ગઇ.

બીજે દિવસે કિશોરીના સંબંધમાં કાંઈક જાણવા માટે આખો દિવસ તેનો જીવ તડપતો રહ્યો. સાંજે

બરાબર ગઇકાલને સમયે જ તે ફરીને ઘેરથી ફરવા જવા નીકળ્યો.

અહીંતહીં ફરીને જ્યારે તે મંદિરની સામે આવી પહોંચ્યો ત્યારે ત્યાં ન તો કિશોરી હતી કે ન સોના. એણે માની લીધું હતું કે તેઓ બંને હમેશ મંદિરે આવ્યા કરે છે. આ સમયે તેઓને ત્યાં ન જોઇને તેનો મિજાજ પેલા દારોગાની જેમ બગડી ઊઠયો, જે પોતાના તાબાના ગામમાં પહેલેથી સમાચાર મોકલાવે છતાં મુખી-તલાટી વગેરે સ્વાગત માટે તૈયાર નથી ઊભા હોતા. આજ એને આપણા લોકોમાં નિયમિતતા ન હોવાની ટેવ બહુ ખટકી. જે કામ કરવાનું છે એને બરાબર વખતે જ કરવું જોઇએ. એ શું કે કલાક-બે કલાક આમતેમ થઇ જાય તેની આપણને કાંઇ કિંમત જ ન હોય!

તે ઘેર પાછો ફરવાનો હતો ત્યાં એકાએક એને યાદ આવ્યું કે એણે દેવદર્શન તો કર્યાં જ નહિ. જલદી મંદિરમાં જઇને દેવતાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તેણે સ્તવન-પાઠનો આરંભ કરી દીધો.

લાગે છે કે સંકટમોચને એની પ્રાર્થના ચાર આની

જેટલી જ સાંભળી. થોડા વખત પછી સોનાએ બારણામાં પગ મૂક્યો, કિશોરી એની સાથે નહોતી. પરંતુ અર્થ-શાસ્ત્રમાં ચાર આનાની કિંમત પણ કાંઇ ઓછી નથી. શોભારામનો અંતરાત્મા પ્રસન્ન થઇ ગયો.

દેવતાના ચરણોમાં માથું નમાવીને સોનાએ જ્યારે પોતાની પ્રાર્થના પૂરી કરી ત્યારે શોભારામ પણ પોતાની પુણ્ય–ક્રિયા પૂર્ણ કરીને બોલ્યો, "જીજી, કાલે તમે નકામાં ગુસ્સે થઇ ગયાં હતાં. જો મારાથી કંઇ ભૂલ થઇ જાય તોપણ તમારે એનું માઠું ન લગાડવું જોઈએ, અને કાલે તો એવી કોઇ વાત પણ નહોતી."

સોનાને પણ કાલે લાગેલું કે દેવ સામે મારે શાંત જ રહેવું જોઇએ. આજ શોભારામને એકલો પ્રભુ-પ્રાર્થના કરતો જોઇને તે એના ઉપર કાંઇક ખુશ પણ થઇ ગઇ હતી. એ બોલી, "તમને લોકોને જોઇને કોણ જાણે હમણાં હમણાં મને ગુસ્સો કેમ આવી જાય છે! પરંતુ ભગવાન જાણે છે કે કાલના મારા વર્તન માટે મારા મનમાં કંઇ ઓછો સંતાપ નથી થયો."

સોનાની વાતમાં તેના સાફ દિલનું પ્રતિબિંબ જોઇને શોભારામનું મન આનંદથી ભરાઇ ગયું. તે બોલી

ઊઠયો, "જીજી, તમારા રહેવા-કરવામાં કાંઇ માઠું ઓછું જ લગાડવાનું હોય! પરંતુ તમે મારાથી મોટાં છો, પૂજ્ય છો, તમે આ રીતે નારાજ રહો તો આપણું કામ કેમ ચાલશે? તમે જ વિચારો, જે વાત તમારા દિલમાં આટલી ખટકી રહી છે તેમાં હું શું કરી શકું તેમ હતો?"

સોનાએ કહ્યું, "હું સમજું છું કે તું કાંઇ ન કરી શકે, પરંતુ તારી ભાભી અને દાદા તો બધું જ કરી શકે તેમ હતાં. હું માનતી હતી કે પાર્વતીભાભી...."

શોભારામે વાત વચ્ચેથી જ અટકાવીને કહ્યું, "ભાભીનું નામ તમે વચ્ચે નકામું જ લાવો છો જીજી, જેટલાં હું એમને ઓળખું છું એટલાં તમે એને નથી ઓળખતાં. કાલ કાંઇક જુદી વાત બની હશે જેને લીધે તમારો જીવ ઠેકાણે નહોતો."

શોભારામની વાતમાં પાર્વતીની જે પ્રશંસા થતી હતી તે સોનાને ન ગમી, તોપણ તેણે આ વાત ટાળીને કહ્યું, "સંભવ છે કે કાલ મારો જીવ ઠેકાણે નહિ હોય. કાલે કૌસાકાકીની તબિયત જરા વધારે બગડી ગઇ હતી. આખી રાત અમે કોઇ સૂઇ નહોતાં શક્યાં."

શોભારામે ચકિત થઇને પૂછયું, "શું તે માંદાં છે ?"

"તમને ખબર નથી, એમને તો ઘણી લાંઘણુ પણુ થઇ છે ? ભાન તો બરાબર છે પણુ નહિ, ઉધરસ ને કફને લીધે શ્વાસ લેવાનું પણુ મુશ્કેલ બન્યું છે."

"તો શરદી તો નથી લાગી ગઇ ને ?"

સોનાએ સૂકું હાસ્ય કરીને કહ્યું, "શરદી તો શું હોય, ભાઈ ! એને તો આઘાત લાગી ગયો છે. તેમને માટે તો મૃત્યુ જ મંગલમય છે."

શોભારામ ચૂપ રહી ગયો. એક ક્ષણુ પછી કાંઇક વિચારીને એ બોલ્યો, "મારે ત્યાં શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરેલો અભ્રકરસ છે. આવી બીમારીમાં તે બહુ જ ફાયદો કરે છે, તમે કહો તો હું એ લઈ આવું."

સોનાએ કહ્યું, "તમારી દવાને એ અડશે ખરી ?" શોભારામે ખિન્નતાથી જવાબ આપ્યો, "કેમ જીજી ! શું દવાને બહાને હું એમને ઝેર ખવડાવી દઇશ ?"

સ્નેહથી એક હળવી ટપલી લગાવીને સોના બોલી, "કેવો પાગલ છે તું ભાઇ ! ઝેર આપવાની વાત તો મેં કરી નથી, તમે લોકોએ બધો સંબંધ તોડી નાખ્યો

છે પરંતુ એ તો એક વાર છોકરીનું વાગ્દાન્ તમારે ત્યાં કરી ચૂક્યાં છે, પછી છોકરાવાળાના ઘરની એક ચીજ પણ એ કેવી રીતે લઇ શકે?"

શોભારામ અવાક્ થઇ ગયો. છોકરાવાળાને ત્યાંની કોઇ પણ ચીજ ન ખાવા-પીવાનો નિયમ એને બિલકુલ ગમતો નહોતો અને એટલે આ સાર વિનાની ભાવના વિરુદ્ધ તેણે એકાદ વાર કોઈ સાથે વાદવિવાદ પણ કરેલો, પરંતુ આ વખતે એ ભાવનાની મહત્તા સામે તેનું મસ્તક નમી પડયું.

સોનાને જવા માટે તૈયાર થતી જોઇને તેણે કહ્યું, "પણ જ્યારે એમની માંદગી આટલી હદે પહોંચી ગઈ છે તો દવા તો કોઇ ઉપાયે દેવી જ જોઇએ. તમે કહો છો કે એ ભાનમાં નથી. મારે ત્યાંથી લાવી દઉં એ અભ્રકરસ તમે જ એમને આપી દો. એમને શી ખબર પડવાની હતી કે ક્યાંથી આવ્યું છે એ?"

સોનાએ પોતાની જીભ કચરીને કહ્યું, "રામ! રામ! મારાથી એવું કેમ થઇ શકે? હું પોતે એ વાતને માનું છું. અને ભાઈ, તું, તારા દાદા અને તારી ભાભી-બધાં બહુ ધાર્મિક વૃત્તિવાળાં છો. આવી

વાત તારી જેવાના મોંએથી નીકળી કેમ કરીને? તારે મન આવું અસત્યાચરણ કરવામાં કંઇ ખોટું નહિ હોય!"

કહેતાં કહેતાં તે પોતે અટકી ગઈ. મંદિર જેવી પવિત્ર જગાએ ઊભી રહીને તે કોઇના ઉપર કશો આક્ષેપ કરવા નહોતી માગતી. પોતાનું કહેવાનું એણે ઠીક સમજાય તેમ ફરીથી કહ્યું, "ભાઈ, તને ખબર નથી. વૈદકાકાએ તો પહેલાં જ તમારે ત્યાંથી દવા મંગાવી લેવા સૂચવેલું. કૌસાકાકીએ તો એ દવા લેવાની એ જ વખતે ના પાડી દીધી હતી. તે દિવસે એમને કાંઇક કાંઈક ભાન હતું. હજુ પણ બેહોશ સ્થિતિમાં ક્યારેક ક્યારેક દવા જોઇને હાથથી એ આઘી હડસેલી નાખે છે ને કહે છે, "હું એ લોકોના ઘરની દવા નહિ ખાઉં." એક દિવસ તો દવા પી લીધા પછી ક્યાંય સુધી એણે રડ્યા કર્યું ને કહ્યું, "તમે મને આ કોના ઘરની દવા પિવડાવી દીધી?" આ બેહોશીમાં પણ તે તને નથી ભૂલતી. કોઇને આવેલ જોઇને ક્યારેક ક્યારેક એ કહેવા માંડે છે, "આવો ભાઈ, આવો! હું જાણતી જ હતી કે તમે આવશો. મારા પુત્ર તો રાજા છે, તે મને ઓછા છોડી શકે એમ હતા!" આવી તો કેટલીય વાતો છે ભાઇ, જે સાંભળી-

ને દિલ ભરાઈ જાય છે.”

વાત સાંભળતાં શોભારામની આંખમાં આંસુ આવી ગયાં હતાં પણ એણે કોઇ પણ ઉપાયે એ રોકી રાખ્યાં. સોના કહેવા લાગી, “બીચારી કિશોરી પણ બહુ ગભરાઇ રહી છે. અને આવામાં ગભરાઇ ન જાય તો બીજું શું થાય? હમણાં હમણાં એ મા-દીકરી પર ભગવાનનો કોપ છે. પણ મને લાગે છે કે એમના પર જે કોપ છે તે તો છે જ પણ તમારા લોકો પર તો તેમનાથી પણ વિશેષ છે. કિશોરી જેવી લક્ષ્મી તો રાજાઓના મહેલમાં પણ દુર્લભ છે. એ તમારા ઘરની વહુ બનત તો ઘર ખરેખર સ્વર્ગ બની જાત. તુચ્છ ધનના લોભમાં, જૂઠા લોકાપવાદના બહાના તળે, તમે સાક્ષાત લક્ષ્મીને ઠોકરે મારી છે. હવે તો તે જે ગંજેરીના હાથમાં પડવાની છે ત્યાં કોણ જાણે એનું શું થશે! ભગવાન સૌ સારાં વાનાં કરે, બીજું શું?

શોભારામનું મોં ફિક્કું પડી ગયું. સોના ચાલી ગઈ અને તે થોડીક ક્ષણ ત્યાં જ અવાક્ અને જડવત્ ઊભો રહ્યો.

# ૧૩

શોભારામના દિલમાં શૂન્યતા છવાઇ ગઈ હતી એટલે જ્યારે ઘેર પાછા આવીને એણે દીવાનખાનું ખાલી જોયું અને દાદા ગામમાં ક્યાંક ગયા છે તે જાણ્યું ત્યારે તેણે જાણે કોઈ મહાન સંકટમાંથી છુટકારો મેળવ્યો હોય એવો ઊંડો શ્વાસ લીધો. મૂંગો મૂંગો બેસીને મનમાં ને મનમાં તે સોના સાથેની વાતો યાદ કરવા લાગ્યો. સોનાએ કહ્યું હતું કે તમારા પર ભગવાનનો કોપ છે, ત્યારે એના હૃદયની ગતિ એક ક્ષણ માટે જાણે અટકી ગઇ અને એ વખતે મંદિરમાં જે નિ:સ્તબ્ધતા છવાઇ ગઈ હતી તે યાદ આવતાં એ વાતમાં તેને દેવતાની મૌન સંમતિ લાગી અને એનું હૃદય દુ:ખી

થવા લાગ્યું. ભગવાનના આ કોપે ચારેબાજુથી સકંજામાં લઇને સાણુસો બનાવ્યો છે તેમાંથી નીકળવાનો માર્ગ હશે તો ચોક્કસ, પરંતુ એ કેવી રીતે મેળવી શકાય? ખૂબ ખૂબ વિચારવા છતાં તે કંઇ સમજી ન શકયો. કિશોરીની મૂર્તિ એના મનમાં ફરી વાર પ્રકટ થઇ. જેની કલ્પનાથી જ આટલું સુખ મળે છે, તો જો વાસ્તવમાં એ આ ઘરમાં આવે તો ખરેખર પોતાના ઘરમાં સ્વર્ગ ખડું થાય. એને લાગ્યું કે આ વાત એના દિલમાં ઘણા વખતથી કોતરાયલી હતી. સોનાની વાતે તેની સામે દર્પણ રાખીને આજે તેને એ વસ્તુ ચિરંતન સત્યની જેમ સ્પષ્ટ કરી દીધી છે. શું આ લક્ષ્મી ખરેખર કોઇ નીચના હાથમાં જઇ રહી છે? એકાએક એનો ચહેરો કઠોર થઈ ગયો. જો એવું થશે તો એના પર એ બમણો અત્યાચાર થશે. આ અત્યાચારની અનહદ શરમને તે પોતાના નાનકડા હૃદયમાં કઇ જગાએ છુપાવી શકશે–વારંવાર આ જ વાત એના દિલમાં રમવા લાગી.

"ભાઇ, તમે અહીં બેઠા છો?"

શોભારામ ચોંકી ગયો. સામે વંસો ઊભો હતો. જાણે પોતે ચોરી કરતો પકડાઇ ગયો હોય એવી એને

શરમ લાગી. હાય રે! માનવનો માનવ પર આટલો ત્રાસ કે તે કોઇને ઘડીભર જંપીને બેસવા દેવા પણ નથી ઇચ્છતા? મનના ભાવને રોકીને એણે કહ્યું, “ફરીને હજુ હમણાં જ આવ્યો. વાળુને તો વાર છે. ભાભી કામમાં હશે.”

વંસાએ કહ્યું, “કાકીને ચક્કર આવી ગયાં હતાં એટલે આજે કામ તો જરા વહેલું બંધ થઇ ગયું છે. હું બે વાર જોઇ ગયો. મને શી ખબર કે તમે અહીં એકલા બેઠા હશો!”

શોભારામ એકાએક ઊભો થઈ ગયો ને ગુસ્સામાં આવીને બોલવા લાગ્યો, “બહુ સારું થયું! ચક્કર ન આવે તો બીજું શું થાય! મેં વીસ વાર કહ્યું હશે કે તમે નબળાં છો, આટલી મહેનત ન કર્યા કરો, કામ બધું થઇ રહેશે, કાંઇ પડયું નહિ રહે; પણ કોઇ મારું સાંભળે તો ને? હું તો આ સંબંધમાં આજે પૂળો જ મૂકી દેવાનો છું.”

અંદર જઇને પાર્વતીને સ્વાભાવિક રીતે વાતચીત કરતી જોઈ એના જીવને શાંતિ વળી. તેને આવેલો જોઇને પાર્વતીએ કહ્યું, “વાળુ કરી લો, ભાઇ! બહુ

મોડું થઈ ગયું છે."

શોભારામે બેદરકારીથી જ જવાબ આપી દીધો, "મને ભૂખ નથી."

પાર્વતીને માટે શોભારામને ભૂખ ન લાગવી એ જ સૌથી મોટો અપરાધ હતો. તેણે શંકિત બનીને પૂછ્યું, "કેમ, તબિયત કાંઇ ખરાબ છે?"

શોભારામે પોતાના હોઠ પર હાસ્ય ન આવવા દેવાનો પ્રયત્ન કરતાં કહ્યું, "હા, આજે મને ચક્કર આવી ગયાં હતાં."

પાર્વતીને એની ખરાબ તબિયતે પણ હસતી જોઇને એને વળી ક્રોધ આવી ગયો, તોપણ પોતાને સંભાળી લઇને એ બોલ્યો, "નહિ ભાભી, હસવાની વાત નથી. તમને આટલું બધું કામ કરતાં જોઇને મારો જીવ બળી જાય છે. હું વાળુ ન કરું એમ તો કઇ રીતે બની શકે! પણ આજ હું તમારા હાથનું પીરસેલું નહિ ખાઉં, નહિ તો તમે માનવાનાં નથી."

પાર્વતીએ સમજાવતી હોય એવા અવાજે કહ્યું, "કામ તો કરવું જ પડે ને ભાઇ! સ્ત્રીઓનું કામ સ્ત્રીઓ નહિ કરે તો બીજું કોણ કરવા આવવાનું હતું?"

શોભારામ નિર્દય ન્યાયાધીશની જેમ કઠોરતાથી

બોલ્યો, "બસ, મેં કહી દીધું છે, તમે આટલું બધું કામ નહિ કરી શકો. જો તમે નહિ જ માનો તો આપણુને નહિ બને!"

અત્યાર સુધી પાર્વતીના મોં પર એક પ્રકારની શુષ્કતા છવાયલી હતી. દીવાના આછા અજવાળામાં શોભારામ તે જોઇ નહોતો શકયો. એની આ વાતે તેનું મોં સ્નેહની મધુરતાથી ફરીથી ભરી દીધું. હસીને તેણે કહ્યું, "એમ તો હું નહિ થવા દઉં, ભાઇ!"

શોભારામને ભાન આવ્યું. આજ જ્યારે એના વિવાહની તૈયારી આટલા જોરશોરથી ચાલી રહી છે ત્યારે અણુબનાવની આ વાત સાંભળીને બીજા માણસો શું કહેશે એ વિચારે તે પોતે જ સંકોચ પામીને બેસી રહ્યો. પોતાની અસાવધતાની રીસ એણે પાર્વતી પર ઉતારી. એ એકદમ બોલી ઊઠયો, "ભાભી! સાફ કેમ નથી કહી દેતાં કે આજ વાળુ કરવા દેવામાં નહિ આવે! તો હું જઇને મારે કામે લાગું."

ખાઇ-પી લીધા પછી શોભારામે કહ્યું, "મને વાળુ કરાવવા પાછળ તમારા કામનો ઘણો સમય બગડયો છે, હવે જાવ અને તમારું કામ સંભાળો.

આઠ દસ ગૂણુ ઘઉંની પડી છે એ બધી વીણી–ઝાટકી નાખો અને હમણાં જ ઘંટીએ બેસી જશો તો સવાર સુધીમાં દળી નાખશો!"

પાર્વતીએ ખિન્નતાથી કહ્યું, "હા ભાઇ, દળી નાખીશ!"

શોભારામ સમજતો હતો કે ભાભી મારી વાત સાંભળીને હસશે. એનો આ ટૂંકો જવાબ એને ન ગમ્યો. એણે ધ્યાનપૂર્વક પાર્વતીના મોં તરફ જોયું: ત્યાં એક પ્રકારની દુ:ખદ ખિન્નતા જોઇને તેનું મન દુભાઇ ગયું. એને એ સમજતાં વાર ન લાગી કે પોતાને ખવડાવવા–પિવડાવવા માટે જ ભાભીએ આટલી તૈયારી દેખાડી હતી, બાકી એના શરીરે તો પહેલેથી જ ના પાડી દીધી હતી. તે તુરત જ નમ્ર બનીને બોલી ઊઠયો, "સાચેસાચ આજે તમારી તબિયત સારી નથી જણાતી. ચાલો ભાભી, બેસીને થોડી વાર આપણે વાતચીત કરીએ."

વંસો પાસે જ ઊભો હતો. તે વચમાં જ બોલી ઊઠયો, "વાતચીત કરવાથી તો કાકીને ચક્કર આવ્યાં હતાં, તમે એને આરામ કરવા દો, ભાઇ!"

શોભારામે પાર્વતી તરફ જોયું. એને શાંત જોઈને તે સમજી ગયો કે ચોક્કસ કોઇ વાતે ભાભીનું મન રોકી લીધું છે. શંકાથી એનો જીવ બેચેન બની ગયો. અંદર ઓરડામાં જઇને બેઠા પછી પણ થોડી વાર સુધી તે કાંઈ વાત ન કરી શક્યો. જરા આમ તેમ કરીને એણે કહ્યું, "ત્યારે હવે જાઉં જ, તમારે આરામ કરવો જોઇએ."

પાર્વતીએ કહ્યું, "સારું ભાઇ! તમે પણ આરામ કરો."

જાણે કે એના હક્કની જગા કોઇ ખૂંચવી લેવા ન માગતું હોય એમ શોભારામ એકાએક ભડકીને બેસી ગયો. બેસીને એણે કહ્યું, "જ્યારે તમે આવું જ કહો છો ત્યારે તો હવે હું નહિ ઊઠું. આજ એવું શું બન્યું જેથી તમારો જીવ ઉદાસીન થઇ ગયો છે એ તો તમારે હવે કહેવું જ પડશે."

પાર્વતીએ ક્ષીણ હાસ્ય હસીને કહ્યું, "બેસો ભાઈ! મારા કહેવાનો અર્થ એવો ન હતો કે તમારી ઇચ્છા ન હોય તોપણ તમારે ચાલ્યા જવું."

શોભારામે કહ્યું, "તમે ગમે તેટલી વાતો કહેશો

પણ આજ હું પટાઈ જવાનો નથી. હું નથી જાણતો કે હમણાં હમણાં તમે કાંઈક દુ:ખી રહો છો, ને એટલા જ માટે તમે શરીર ઠીક નથી તોપણ સવારથી માંડીને મોડી રાત સુધી કામમાં લાગ્યાં રહો છો? ફોલ્લા પર કપડું ઢાંકી એ છુપાવવાથી તમે સમજો છો કે રુઝાઈ ગયું! જો આ સંબંધથી તમને આનંદ નથી થતો તો તમે મને પહેલાં જ શા માટે ન કહ્યું? તમે દિલની વાત છુપાવી શા માટે? તમારું કહ્યું જો હું ટાળું તો ભગવાન મને........"

આંસુના ભારથી એને ગળે એકાએક ડૂમો ભરાઈ આવ્યો. પાર્વતીએ શાંત સ્વરે કહ્યું, "છી: ભાઈ! આ શું કરો છો? તમે જેટલી માનો છો તેટલી ખરાબ મારી તબિયત નથી. અને આ સંબંધનો તો તમે મારી સંમતિથી જ સ્વીકાર કર્યો છે. ખોટી ચિંતા શા માટે કરો છો?"

શોભારામે પાર્વતીના મોં પર પોતાની નજર સ્થિર કરીને અવિશ્વાસભર્યા ભાવે પૂછ્યું, "તો પછી આજે તમને આમ ચક્કર કેમ આવી ગયાં હતાં?"

પાર્વતીએ કહ્યું, "કારણ વિના તો કોઈ કાર્ય

થતું નથી. મારું મન નબળું છે. કોઈના દુઃખની વાત સાંભળીને એ દુઃખી થઇ જાય એમાં હું શું કરું ? તિવારીકાકા આજ એકાદશીનુ ફરાળ અને દક્ષિણા લેવા આવેલા. તેમની પાસેથી સમાચાર મળ્યા કે કૌસાકાકી બહુ બીમાર છે. ”

શોભારામે રૂંધાયલા કંઠે કહ્યું, “ સોનાબેને એમની માંદગીની બધી વાત મને પણ કરી છે, પરંતુ હવે એને માટે શું કરી શકાય, ભાભી ? ”

“ ભાઇ, વધુ દુઃખ તો એ વાતનું જ થાય છે કે જેમાં માણસ કંઈ કરી નથી શકતો. એમના ઘરમાં કોઈ આદમી તો નથી, એમના પુરોહિત દવે જ કર્તાહર્તા છે. એણે લાકડે માકડું વળગાડીને કિશોરીનો સંબંધ બીજી જગાએ કરાવી દીધો છે, એ જ દિવસથી તે ખાટલાવશ છે. જેની સાથે કિશોરીની સગાઇ થઈ છે તે માણસમાં, એવો એક પણ દુર્ગુણ નથી કે જે ન હોય થોડા જ સમયમાં એણે એના હજારો રૂપિયા ઉડાવી નાખ્યા છે. કોઇ પણ માણસથી દીકરીને ઘેર બેસારી તો ન જ રાખી શકાય. હાય બીચારી ! ”

શોભારામ ગભરાઇને એકદમ બૂમ પાડી ઊઠયો,

"આ શું? આ શું? તમને ચક્કર આવે છે શું?" ઊઠીને એણે એકદમ તેના હાથનો ટેકો આપી ભાભીને સંભાળી લીધાં. એક ક્ષણમાં જ પોતાની જાતને સંભાળીને પાર્વતી પોતાની નબળાઇ માટે લજ્જિત થઈને શાંત બેસી ગઈ. શોભારામનું મોં સુકાઇ ગયું. તે બોલ્યો, "તમે આટલાં બધાં દુ:ખી થશો તો કામ કેમ ચાલશે, ભાભી?"

પાર્વતીએ કહ્યું, "ભગવાને જો આમ દુ:ખી થવાનું પણ મનુષ્યના હાથમાં ન સોંપ્યું હોત તો તે ઘડીભર પણ જીવી ન શકત. કૌસાકાકી જ્યારે આવડો મોટો આઘાત સહી શકે છે તો પછી હું પણ સહી લઇશ. મેં જે કાંઇ કર્યું છે તેમાં કાંઈ પાપ નહોતું. હે ભગવાન! મારી આ શ્રદ્ધા અતૂટ રાખજે!"

# ૧૪

**માણસ** પોતાની આંતરવેદનાની મૂડી પળવાર પણ પોતાની છાતીએથી અળગી કરવા નથી ઇચ્છતો, પરંતુ ભૂખ અને ઊંઘ વખતે એ મૂડી આહાર-નિદ્રાને ચરણે મૂકી દેવી પડે છે. જ્યારે તે એને ફરીથી સંભાળે છે ત્યારે એને એ વાતની ખબર નથી પડતી કે એની એ અનામત મૂડીમાંથી કેટલી અને કઇ મૂડી ઓછી થઇ? વિધાતાનું એવું જ વિધાન છે. એનું ઉલ્લંઘન કરવું એ માણસની શક્તિ બહારની વસ્તુ છે. વિવાહના કામકાજની ધમાલમાં પાર્વતીના મનનું એ દુઃખ પણ ભુલાયા જેવું થઇ ગયું. આસો મહિનાનાં વાદળાંની જેમ અત્યારે પણ તે દુઃખ ક્યારેક ક્યારેક એના હૃદયને

છાવરી લે છે, પરંતુ સમયની પ્રતિકુળતા એને ત્યાં વધારે વાર ટકવા દેતી નથી. શોભારામને આ જોઇને બહુ સંતોષ થાય છે. વધારે મહેનત કરવાની એને ના પાડવાનું પણ એણે હવે છોડી દીધું છે. પરંતુ તેણે પોતે શું કરવું જોઇએ એ એની સમજમાં નહોતું આવતું. વચ્ચે વચ્ચે ભાભી પાસે બેસીને તેના કામમાં મદદ કરવાની ઇચ્છા એ કરે છે પણ આડોશ-પાડોશ-ની સ્ત્રીઓની મશ્કરી અને ટીકાના ડરથી તે કાંઇ કરી શકતો નથી. પોતાની આ ખિન્નતા દૂર કરવા માટે તે કોઇ ને કોઈ બહાનું કાઢીને ભાભી પાસે જઇ પહોંચતો અને તરહતરહની વાતો કરીને થોડા વખત માટે એનો ભાર હળવો કરી દેતો. જેમ કે, જઇને એકદમ કહેવા લાગતો, " ભાભી ! આજ મેં એક એવી સરસ તરકીબ શોધી કાઢી છે કે તમારું અર્ધું કામ આ મિનિટે જ ખતમ થઇ જાય. બોલો, શું ઇનામ આપશો ? "

ભાભી ઉત્સુકતા પ્રકટ કરીને પૂછતી, " પહેલાં વાત તો કરો ! "

શોભારામ ગંભીર થઇને જવાબ દેતો, "તમે ફોગટનાં આટલો બધો લોટ દળી દળીને ગૂણોમાં ભરો

છો ! એમ કરવાની કાંઈ જ જરૂર નથી. આપણા કૂવામાં બધો જ લોટ ખાંડ ને ઘી ભેગાં કરીને નાખી દઈએ અને ઉપર એક ખૂણામાં ગાડું ભરીને લાકડાં સળગાવી દઈએ એટલે બસ, મોહનભોગ તૈયાર થઇ જશે ! કેમ, છે ને બરોબરની તરકીબ ! ”

પાર્વતીની સખીઓનું મૃદુ હાસ્ય તુરત જ ત્યાં ફેલાઇ જતું. શોભારામ પહેલાં કરતાં પણ વધુ ગંભીર બનવાનો પ્રયત્ન કરીને કહેતો, “ હા, આપણને એમાં એક મુશ્કેલી આવશે. પીવાને માટે પાણી પછી આપણે ક્યાંથી લાવશું તે મેં ન વિચાર્યું. ઠીક, હું એક બીજી તરકીબ શોધું ત્યારે ! ”

આ પરથી સાંભળનારમાંથી કોઇ મશ્કરી સ્ત્રી બોલી ઊઠતી, “ ભાઈ, બે દિવસ બાદ જ ઘરમાં વહુ આવવાની છે, એની પાસે આવી વાતો ન કરી બેસતા, નહિ તો કહેશે કે માબાપે કોના પલ્લે પાડી ? ”

શોભારામને વહુ સંબંધેની વાતની શરમ છોડીને કહેવું પડતું કે, “તમને અને એને બાંધવા માટે મેં બે ખીંટી તૈયાર કરાવી રાખી છે-ચારો તો ઘણો છે, એ માટે ચિંતા કરવી પડે એમ નથી ! ”

ફરી એક વાર હાસ્યની ધૂમ મચી રહેતી.

કેટલાક દિવસથી પાર્વતીને શોભારામના મુખ-ભાવ અને એકાંતવાસથી એક નવી ચિંતા અને આશંકા ઊભી થઈ હતી. તેને આવી રીતે હસતો-રમતો જોઈને તે પોતાની તબિયત અને તાત્કાલિક જરૂર કરતાં પણ વધુ આનંદ પ્રકટ કરતી પરંતુ બંનેનાં હૃદયના ભાવ બંને કેટલે સુધી ગ્રહણ કરી શકયાં હતાં તે તો પ્રભુ જ જાણી શકે!"

ભાભીને આ પ્રમાણે હસાવીને શોભારામ એકાંત-માં ચાલ્યો જતો. ત્યાં એક વખત સારી પેઠે રડી લેવાની તેને ઇચ્છા થતી. જે શ્રદ્ધા-મૂર્તિએ પોતાના વાત્સલ્યના એકમાત્ર પ્રતીકને એના હાથમાં સોંપવાનો સંકલ્પ કરીને પોતાના પુત્ર કરતાંયે વધુ માનીને એને સ્વીકારી લીધો હતો એની જ કૂખ પર એણે જોરથી એક લાત લગાવી દીધી છે, અને એ મમતામયી દેવી એ પદ-છાપને પણ હજુ સુધી પોતાના હૃદય સાથે જડીને બેઠી છે! પોતા જેવી વ્યક્તિ માટે પણ કોઇના દિલમાં આવો દઢ વિશ્વાસ અને પ્રબળ આગ્રહ હોઈ શકે છે તે વિચારતાં હર્ષથી એનાં રોમેરોમ ખડાં થઈ જતાં ને ત્યાર પછી તે પોતાના રોમે રોમે કાંટા

સોંકાતા હોય એવી વેદનાનો અનુભવ કરતો. કેટલાય દિવસ સુધી તે એ લોકોના તરફના કંઈ નવીન સમાચાર સાંભળવાની ઈચ્છા પણ કરી ન શકયો. એના દિલમાં એક પ્રકારનો ડર જ રહ્યા કરતો કે કોણ જાણે હવે કંઇ નવી વાત સાંભળવામાં આવશે!"

એક દિવસે દયારામે એને કહ્યું કે, 'નિકટના સંબંધીઓને ત્યાં વિવાહનું નિમંત્રણ અને હળદરના ગાંઠિયા દેવા માટે એને બળદગાડીમાં બેસીને જવું પડશે' ત્યારે એને થયું કે આ ઠીક જ થાય છે, થોડા દિવસ માટે એને એકાંતમાં સ્વતંત્રતાથી રહેવાનું મળશે. જવા માટે પોતાનાં કપડાંલત્તાં ઠીક કરતાં એણે વંસાને કહ્યું, "કેમ રે! તું કયારેય એમના–કૌસાકાકીના–ઘર તરફ જાય છે ખરો?"

વંસાએ નાક સંકોચીને જવાબ આપ્યો, "એ તો આપણાં દુશ્મન છે! એમણે તો આપણી બહુ જ બદનામી કરી છે. કાલે હું તે તરફ ગયો તો હતો, પણ હું એને ઘેરે નથી જતો."

"ના ના, હું તો પૂછું છું કે તેં રસ્તા પરથી એનું ઘર તો જોયું હશે?"

“ જોયું કેમ ન હોય ? દરવાજા પર કેળો રોપાઇ ગઇ છે. એમને ત્યાં તો આ જ સોમવારે જાન આવવા-ની છે ને! ઓટલા નીચે એઠી પાતળો પર કૂતરાં લડી રહ્યાં હતાં. ”

“ અને કૌસાકાકી અને........અને બીજા કોઇને ન જોયાં ? ”

“ હા, અંદર ઓરડામાં ખાટલા પાસે બેસીને કૌસાકાકી કાંઈક ખાતાં હતાં અને કિશોરી થાળીમાંથી કાંઈક એમને પીરસતી હતી. ”

“ તને એની તબિયત કેવી લાગી ? ”

“ સારી હતી, બીજું શું ? મા-દીકરી બંને અંદરોઅંદર હસીને કાંઈક વાતચીત કરતાં હતાં. ”

શોભારામનું મોઢું એકાએક ગંભીર બની ગયું. કૌશલ્યા બીમારીમાંથી ઊઠી અને ઘરમાં ફરીને પહેલાંની જેમ હસવા-બોલવા લાગી છે એ વાત એને કોણ જાણે કેવીય લાગી ! એણે તો કેટલાય દિવસથી એની એક બીજી જ વિષાદભરી મૂર્તિ કલ્પી પોતાના મનમાં કોરી રાખી હતી, વંસાની વાતના એક નહિ જેવા થડકાથી એ એક ક્ષણમાં ખંડિત થઇ. કૌશલ્યાની

એ વ્યથા-જેને કારણે તે પથારી વશ થઇ હતી-તેના કલ્પના-જગતની એક અમૂલ્ય વસ્તુ બની ગઈ હતી. એણે વિચાર્યું હતું કે પોતે તેને આજીવન હૃદય સાથે જડી રાખશે પરંતુ એના ઉદ્દગમસ્થાનમાં જ એનો પ્રવાહ આટલો જલદીથી સુકાઇ ગયો ને બધું જ પાછું હતું તેમ થઇ ગયું. હાય! મનુષ્યનું જીવન કેટલું નિ:સાર અને રસહીન છે!

શોભારામને ક્યારેક ક્યારેક કૌશલ્યા તરફ ઢળતો જોઇને વંસાને કંઇનું કંઇ થઇ જતું. એ લોકોની આ વાતથી આ વખતે શોભારામને કાંઇક નારાજ જોઇને તેનો ઉત્સાહ વધી ગયો. તે બોલ્યો, "ભાઈ, તમે ઉદાસ ન થાવ, કૌસાકાકી ખાવા-પીવા તો માંડી છે પણ એને જમાઇ એવો મળ્યો છે કે જેનો ભૂત જેવો ચહેરો અને હાડપીંજર જેવું શરીર જોઇને એનું પ્રાણુપંખેરું ફટ કરતું ઊડી ન જાય તો કહેજો! તેઓએ આપણાં કાકીની એટલી બદનામી કરી છે કે હવે એનું ફળ ચાખી લે! એક દિવસ કાકી કહેતાં હતાં કે, ભગવાન બધાનો હોય છે, તે મને બરાબર સાચું જ લાગે છે."

કિશોરીના પતિના રૂપનું જે શબ્દોમાં વંસાએ

વર્ણન કર્યું તેનાથી શોભારામનું હૃદય દુઃખ અનુભવવા લાગ્યું. એને એમ પણ ન થયું કે તે વંસાને એની આમ જેમ આવે તેમ વાતો કરતો અટકાવે. તે તો એકદમ સૂમસામ બની ગયો. વંસો એના મૌનથી વધારે ઉત્સાહિત બન્યો ને કહેવા લાગ્યો, "હું સાચું કહું છું ભાઇ! કદાચ એ ભૂતને રાત વખતે તમે ક્યાંય એકાંતમાં જુઓ તો તમે પણ ડરી જાવ. ચાર–પાંચ દિવસ પહેલાં તે બજારમાં કાંઈક કામ માટે આવ્યો હતો. એને જોઇને છોકરાઓનું તો એક ટોળું એની પાછળ પડેલું. ગાડીમાં બેસીને એ જ્યાં સુધી છાનોમાનો પલાયન ન કરી ગયો ત્યાં સુધી છોકરાઓએ એનો કેડો ન મૂક્યો."

શોભારામે ભારે સ્વરે પૂછ્યું, "તેં એને જોયો હતો?"

વંસાએ જરા આગળ આવીને કહ્યું, "જોયો ન હોય તો કહું કેવી રીતે? બુદ્ધો પણ સાથે હતો, તમે એને પૂછી જોજો. ભાઇ, તમે મને કાંઇ ઓછો ચાલાક ન સમજશો. હું ચારે કોરના ખબર રાખું છું."

શોભારામને પોતાની વાતના સમર્થનમાં 'હા–

ના ' કાંઇ ન બોલતો જોઇ તે ઉદાસ થઇ ગયો ને બોલ્યો, " તો હવે હું જાઉં ! "

શોભારામે એને રોકવા માટે પોતાની પહેલાંની વાતનું જ પુનરાવર્તન કર્યું, " તો તેં એને જોયો છે, ખરું ? "

વંસો ઉત્સાહિત થઈને કહેવા લાગ્યો, " જોયો છે, ત્યારે તો કહું છું. ભાઈ, તમે તો બહાર જવાના છો; સોમવાર સુધીમાં પાછા નહિ આવી શકો, નહિ તો તે દિવસે જોત કે જાન કે વરરાજા આવ્યા હોય ! "

શોભારામ શાંતિથી સાંભળી રહ્યો. વંસાએ બોલવાનું ચાલુ રાખ્યું, " એવા માણસે લગ્ન ન કરવું જોઇએ— એમાં પાપ છે. લોકો કહે છે કે પેલો હવે કસાઈ છે, એણે વરવાળા પાસેથી કંઇક પસા લીધા છે, નહિ તો કાંઇ કોઇ છોકરીનું ગળું આવી રીતે દાબી શકે ખરું ? આપણને તો એ વાત સાથે શું સંબંધ ! પણ એની જાન જો અહીંથી પાછી કઢાય તો ઘણું સારું થાય. "

" હા, એને પાછી કાઢી શકાય ખરી. " કહીને શોભારામ એકાએક ચૂપ રહી ગયો. આ છોકરાની સામે પોતાનો વ્યર્થ આનંદ પ્રકટ થઇ જતો જોઈ તે મનમાં

ને મનમાં શરમાઇ ગયો. વંસો બોલ્યો, "હા હા, ભાઇ, એવું થઈ શકે. કૌસા પણ એક વાર ફરી ચકરાવામાં પડે તો કાંઇ મજા આવે!"

"ઠીક ઠીક, સાંભળ્યું હવે! જા, પેલી ટ્રંક ઉઠાવી લાવ."

તે જ દિવસે બળદગાડી લઇને શોભારામ બહાર ચાલ્યો ગયો.

## ૧૫

**સંબંધીઓને** ત્યાં લગ્નનાં નિમંત્રણ આપીને શોભારામ એટલો જલદી પાછો ફર્યો કે સૌને આશ્ચર્ય થયું. એ વખતે ઘરમાં બહુ જ ધમાલ મચી રહી હતી. બીજે દિવસે એમને ત્યાં જમણવાર હતો. કંદોઇ પરસેવે રેબઝેબ એને અંગેની તૈયારીમાં રોકાઇ ગયો હતો. કામવાળાઓ બળતણનાં લાકડાં અહીંથી તહીં મૂકતા હતા. બધાના પ્રશ્નોનો જવાબ દેતો દેતો તે અંદર પહોંચ્યો. પાર્વતી એક ઓરડામાં મીઠાઇ ગોઠવાવીને મુકાવતી હતી. ચોક તરફ નજર જતાં એકાએક તે બોલી ઊઠી, " ઓહો ભાઇ ! તમે છો ! આવી ગયા ! "

શોભારામ એની પાસે જઈને બોલ્યો, " હા,

આવી ગયો ભાભી!" એણે કાંઈક મજાક કરવા ધારી પરંતુ એ બોલી ન શક્યો. એના મોઢા પર થાકનાં ચિહ્નો જોઈને પાર્વતી બોલી, "બહુ થાકી ગયા લાગો છો! જરા અહીં બેઠકમાં બેસીને આરામ કરો."

"આરામ તો બહુ લીધો. ગાડીમાં બેઠાં બેઠાં શરીરની નસેનસ ઢીલી પડી ગઈ છે. દાદાએ મને બહાર મોકલીને કોણ જાણે મારાં કયાં પાપની શિક્ષા કરી! હું તો તંગ થઈ ગયો છું. ભૂખ તો એવી લાગી છે કે જાણે અહીંથી ગયા પછી કાંઈ ખાધું જ ન હોય! ગુસ્સો તો એવો આવ્યો કે બધાં નિમંત્રણો નદીમાં ફેંકીને સીધો ઘેર આવતો રહું."

છેવટે થોડુંક ખાઈ-પીને દીવાનખાનામાં જઈને એ બેઠો. દયારામ સામે દીવો રાખીને કાંઈક લખી રહ્યા હતા. લખીને કાગળની ઘડી કરી શોભારામના હાથમાં દેતાં એમણે કહ્યું, "બુદ્ધો આજ બપોરે ગામડે જવાનો છે. હરલાલ માતેને દેવાનો આ કાગળ એને આપી દેજે. કામના બોજામાં એને આ કાગળ આપવાનું મને યાદ નહિ રહે."

શોભારામે કાગળ ખોલીને વાંચ્યો. એની સગાઈ

વખતે જેવું તાજું ઘી હરલાલે મોકલ્યું હતું તેવું જ તાજું સાત–આઠ ડબા ઘી જલદી મોકલવા માટે આ કાગળ હતો.

શોભારામે કાંઈક સંકોચ સાથે કાગળ પાછો આપતાં કહ્યું, “દાદા, આમાં ‘સગાઇ’ શબ્દ બે વખત લખાઇ ગયો છે તે બરાબર કરી આપો.”

પાસે પડેલી કલમથી કાગળ સુધારી તેમણે પાછો શોભારામના હાથમાં આપી દીધો અને કામ પર નજર રાખવા એ કંદોઇ પાસે ચાલ્યા ગયા.

પત્ર હાથમાં લઇને શોભારામ ત્યાં ચૂપ થઈને બેસી રહ્યો. દાદાથી ભૂલથી કાગળ પર બે વાર ‘સગાઈ’ શબ્દ લખાઇ ગયેલ, તેમાંથી છેકયો બીજી વારનો લખેલ. નિયમ પણ એવો જ છે, પરંતુ વાસ્તવિક જીવનમાં એવું બન્યું કેમ નહિ? એક તો વાસ્તવિક જીવનમાં એવી ભૂલ થવી જ નહોતી જોઇતી અને જ્યારે થઈ જ ગઇ હતી તો આ કાગળ પરથી બીજી વાર લખાયલા શબ્દની માફક એમણે બીજી સગાઇ પર જ કલમ કેમ ન ફેરવી? હાય! વિધાતાનો આ કેવો કોપ છે કે મારા જીવનમાં એક ભૂલને બદલે બબ્બે ભૂલ

થઇ ગઇ! એણે એ કાગળ ઘડી કરીને ખૂબ સંભાળથી પોતાના ખમીસના ખિસ્સામાં મૂકી દીધો.

પોતે ક્યાં સુધી ત્યાં આવી રીતે બેસી રહ્યો એ તેને ખબર ન પડી શકી. બહાર કાંઇક બૂમાબૂમ સાંભળીને તુરત એની મોહ–નિદ્રા ઊડી ગઇ. ઝટકો લાગ્યો હોય તેમ ચમકીને તે એકદમ ઊભો થઈ ગયો. બહાર જઈને જોયું તો પકવાન્ન બનાવવાનું કામ છોડીને દોડી એકઠા થયેલ માણસોના ટોળામાં વંસાને દયારામ સામે ઊભો રાખીને હરિરામ ગુસ્સાથી કાંઇક કહી રહ્યા હતા: "શું થયું તે અમને શા માટે પૂછો છો? તમારા આ માણસને જ પૂછો ને–જેને શીખવી–પઢાવીને મોકલ્યો હતો!"

શોભારામે ટોળા પાસે જઈને એક માણસને ધીમેથી પૂછ્યું, "વાત શું છે?" તે પરથી પેલાએ જવાબ દીધો, "કૌશલ્યાને ત્યાં આવેલી જાનના કેટલાક માણસોને વંસાએ કિશોરીના સંબંધમાં કેટલીક એવી ખરાબ વાતો કહી છે કે લગ્ન કર્યા વિના જ એક પછી એક એમ આખી જાન પાછી ચાલી ગઈ."

પેલી બાજુ વંસાને થપ્પડ મારીને દયારામ કહેતા

હતા, "બોલ! ભઠ્ઠીના નકામા કોલસા ઓલવવાનું કામ તને સોંપ્યું હતું તે છોડીને, અમને પૂછ્યા વિના, અહીંથી તું ક્યાંય ગયો જ શા માટે?"

વંસાએ રડતાં રડતાં અસ્પષ્ટ શબ્દોમાં જે કાંઈ કહ્યું તે કોઇ સમજી ન શક્યું. દયારામ એને ફરીથી મારતા હતા તે જોઈને ટોળામાંથી કોઇએ આગળ આવી બચાવ કરતાં એને કહ્યું, "કહેતો શા માટે નથી, પૂછ્યા વિના તું ગયો શું કામ?"

રોતાં રોતાં એણે કહ્યું, "શોભુભાઇએ કહ્યું હતું."

બંને હાથ વંસા તરફ લંબાવીને એને સંબોધીને હરિરામે બૂમ પાડીને કહ્યું, "શોભુએ એના હાથમાં એક છરી પણ દઇ દેવી હતી ને! તો જ એની મનોકામના સોળે આના પૂરી થાત. પહેલાં કોઇ મારી વાત માનતું નહોતું, હવે તો બધાએ સાંભળી લીધું ને?"

દયારામ એકદમ નરમ પડી ગયા. શોભારામ જોરથી બૂમ પાડી ઊઠ્યો, "જૂઠ, બિલકુલ જૂઠ."

એક બીજા માણસે કહ્યું, "શોભુ તો અહીં ઘણા દિવસે આજે ત્રણ–ચાર વાગ્યે આવ્યો અને વંસાનો તો આજ બે વાગ્યાથી પત્તો નહોતો!"

અનેક પ્રશ્નો બાદ ભારે મહેનત પછી લોકોએ માન્યું કે જ્યારે શોભારામ બહાર જવા માટે સામાન તૈયાર કરતો હતો ત્યારે એણે વંસાને એવી વાત કરી હતી. આ બધી ધાંધલને લઇને થોડા સમય માટે ત્યાં એવી ગડબડ મચી ગઇ કે કોઈની વાત કોઇ સાંભળી શકતું નહોતું.

છેવટે જતાં જતાં હરિરામ બોલતા ગયા, “ આ નીચતાનો બદલો ન લઉં તો મારું નામ હરિરામ નહિ. ”

હરિરામના ગયા પછી દયારામ પણ ચુપચાપ પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. થોડી વારમાં જ કામકાજવાળા આ ઘરમાં એવી શાંતિ છવાઇ ગઇ કે જાણે અહીં કાંઈ બની જ નથી રહ્યું.

આ શાંતિમાં શોભારામને એવું લાગવા માંડયું કે અત્યાર સુધી અહીં જે ધમાલ અને આઘાત–પ્રત્યાઘાત ચાલી રહ્યાં હતાં તે હજી ચાલ્યાં નથી ગયાં પણ પોતાના જ હૃદયમાં પ્રવેશીને એને કોરી રહ્યાં છે.

લગભગ અર્ધી રાતે પોતાના ઓરડામાંથી બહાર નીકળીને શોભારામે દાદાના ઓરડામાં ડોકિયું કર્યું તો

૩૦૬

હરિરામના ગયા પછી જેવી રીતે જઇને તેઓ પડયા હતા એ જ સ્થિતિમાં અત્યારે પણ પોતાના ખાટલા પર એ પડ્યા છે. કંદોઇનું કામકાજ ચાલુ છે, પરંતુ બિનજરૂરી અવાજો બંધ છે—જાણે કે માણસો કોઇ માંદું હોય એટલે શાંતિ ન જાળવતા હોય! આડું-અવળું જોયા વિના તે ઉતાવળે ઘરની બહાર નીકળી ગયો.

## ૧૬

હરિરામ, સોના અને કિશોરીની કાળજીભરી સેવાથી કે પછી લાંબા આયુષ્યને કારણે પણ તે વખતે તો કૌશલ્યાનો પ્રાણ બચી ગયો પરંતુ પ્રાણ જેવી જ કોઈ બીજી વસ્તુ લઈને એ બીમારી ગઈ.

કિશોરીના લગ્નની તિથિ બહુ નજીક હતી એટલે એ બધી વ્યવસ્થા તો હરિરામને એકલાને જ કરવી પડી.

જાન આવવાની હતી તે દિવસે કન્યાદાન દેવા કૌશલ્યાએ ઉપવાસ કરવાનો હતો, પરંતુ હરિરામે એને કહ્યું, "નહિ બેન, તમે ફરાળ કરી લ્યો. લગ્ન તો રાત્રે છે, ત્યાં સુધી તમે ભૂખ્યાં નહિ રહી શકો."

કૌશલ્યાએ કોઇ પણ જાતની આનાકાની વિના એની વાત માની લીધી.

સાંજે કોઇ પૂજન–વિધિ પૂરી કરવા માટે સ્ત્રીઓમાં કૌશલ્યાને સ્નાન કરાવવાનો પ્રશ્ન ઊઠયો. કાંઈ પણ બોલ્યા–ચાલ્યા વિના ઊઠીને સ્નાન કરવા તે બેસી ગઈ.

કિશોરી એક ઓરડામાં બેઠી બેઠી આ બધું જોઈ-સાંભળી રહી હતી. સોનાને બોલાવીને રડતાં રડતાં એ કહેવા લાગી, "જીજી, તમે માને રોકી કેમ નહિ? રાત વખતે નાહવાનું સહી શકે એવું એનું શરીર અત્યારે કયાં છે?"

પ્રેમથી એની આંખો લૂછીને સોનાએ કહ્યું, "બેન, રડીશ નહિ, ધર્મ માટે જે કષ્ટ ઉઠાવવામાં આવે છે તેનું પરિણામ કદી ખરાબ નથી આવતું."

એટલામાં જ જાન પાછી વળ્યાના સમાચાર અંદર પહોંચ્યા. આવેલાં સ્ત્રી–પુરુષોની થોડીક ગડબડ પછી થોડા સમયમાં જ ઘરમાં શાંતિ છવાઈ ગઇ – ચીસો પાડી પાડીને થાકી ગયેલ રોગીમાં જેવી આવી જાય છે, બરોબર તેવી જ જાતની.

આ બનાવ પછી પણ કૌશલ્યા હમેશની જેમ મૂંગી મૂંગી ખાટલા પર જઇને સૂઇ રહી.

સોનાને લાગ્યું કે આ બનાવથી તેને જેટલો રોષ કે ક્ષોભ થવો જોઇએ તેટલો ન થયો. છતાં આજની રાત એ કિશોરીને એકલી નહોતી છોડવા માગતી. પણ આ ગડબડમાં તે પોતાના બાપુને વાળુ કરાવવા નહોતી જઈ શકી, એટલે લગભગ અર્ધી રાત્રે પોતાને ઘેર જવું જ પડયું.

ગંગાદીનને વાળુ કરાવતી વખતે એણે દરવાજા પર કોઈનો અવાજ સાંભળ્યો. બારણા પાસે જઇને અંદરથી એણે પૂછયું, “કોણ છે?”

બહારથી જવાબ આવ્યો, “હું શોભારામ.”

બીજી જ ક્ષણે ખટાક કરતું બારણું ઊઘડી ગયું અને શોભારામે ઘરમાં પ્રવેશ કર્યો. અજવાળામાં એનું મોં જોઇને સોનાએ આશ્ચર્યથી પૂછયું, “આટલી મોડી રાત્રે શોભુભાઇ! કેમ આવવું પડયું? અને આ શું? તબિયત આવી કેમ લાગે છે?”

શોભારામે કહ્યું, “જીજી, તે દિવસે મંદિરમાં મને કહ્યું હતું કે કૌશાકાકી મારે માટે કહેતી હતી, ‘મને ખાતરી હતી, તમે આવશો જ.’ તો આજે હું આવી ગયો છું.”

સોનાના આખા શરીરમાં આનંદની વીજળી પ્રસરી ગઈ. એના દિલમાં પણ આજે એક વાર આવી જ

વાત આવી ગઇ હતી, પરંતુ એ વખતે તે અશકય સમજીને તેના પર એણે ધ્યાન નહોતું આપ્યું. આ તો એ જ અશકયતા શકયતાના સ્વરૂપમાં આવીને ઊભી રહી છે! એણે ઉલ્લાસથી પૂછ્યું, "શું એને ત્યાં માંડવા નીચે બેસવા માટે તૈયાર થઇને?"

"હા, જો તમારી અને તમારા બાપુની આજ્ઞા હોય તો. ઘેરથી તો હું છાનોમાનો આવ્યો છું."

વાતચીતનો અવાજ સાંભળીને અંદરથી ગંગાદીને આશ્ચર્યથી પૂછ્યું, "કોણ છે બેટી? શોભુના જેવો સાદ લાગે છે!"

અંદરથી કમાડ વાસી સાંકળ લગાવતાં સોનાએ કહ્યું, "હા બાપુ!"

અંદર જઇને સોનાએ કહ્યું, "બાપુ, શોભુભાઇ તો કિશોરીનું પાણીગ્રહણ કરવા માટે તૈયાર થઇને આવ્યા છે!"

શોભારામ સોનાની પાછળ જ હતો. એને પ્રણામ કરતો જોઇ ગંગાદીને આશીર્વાદ આપતાં કહ્યું, "સુખી થાઓ! તેં બહુ જ સારો વિચાર કર્યો ભાઇ! કિશોરી છોકરી નથી પણ લક્ષ્મી છે, તેં બહુ જ સારો વિચાર કર્યો!"

સોનાએ કહ્યું, "બહુ જ સારો વિચાર કર્યો તો છે, પણ બાપુ, આ વિવાહ તમારે જ કરાવવો પડશે, શોભુભાઇ ઘેરથી નાસીને આવ્યા છે."

ગંગાદીને એ વિચાર્યું નહોતું કે બધી જવાબદારી જ માથે આવી પડશે. એને ચૂપ જોઇને સોનાએ ફરીથી કહ્યું, "નહિ બાપુ, તમારા સિવાય આ લગ્ન બીજું કોઈ નહિ કરાવી શકે. તમારે જ બધો વિધિ પૂરો કરાવવો પડશે એ તમને હું કહી દઉં છું."

સોનાના સ્નેહશાસનમાંથી નીકળી જવાની શક્તિ ગંગાદીનમાં નહોતી. નિરુપાય થઇને એણે કહેવું પડ્યું, "ઠીક બેટા, તું જેમ કહે તેમ કરીશ."

હવે સોનાએ પોતાનો અવાજ જરા કઠોર કરીને શોભારામ તરફ જોઇને કહ્યું, "બાપુ તો જે વહુ–બેટીને જુએ છે તે બધીને લક્ષ્મી કહે છે પરંતુ આ લગ્ન માટે પછી તમને પસ્તાવો તો નહિ થાય ને?"

શોભારામે ડોકું હલાવીને કહ્યું, "ના."

"અને કિશોરીની જે નિંદા...."

"એ વાત ન કરો જીજી, એ બધું જૂઠાણું છે."

"તો હું ત્યાં જાઉં છું. બાપુ, શોભુભાઇને લઇને

તમે પછી આવજો. તૈયારી તો બધી છે જ. લગ્ન પણ હજુ નથી ગયું. ત્યાં કોઇ જાતની વાર નહિ લાગે."

સોનાના મુખેથી બધા સમાચાર સાંભળીને કૌશલ્યા થોડી વાર સુધી આંખો બંધ કરીને ચુપચાપ સ્થિર પડી રહી. એના ગાલ પર ધીરે ધીરે આંસુ ટપકતાં જોઇને સોનાને લાગ્યું કે આ બેહોશી નથી. થોડી વાર ઊભી ઊભી તે કૌશલ્યાના આ શાંત નિરુપદ્રવી આનંદ-નો પોતાના દિલમાં અનુભવ કરવા લાગી.

સોના કિશોરી પાસે જઇ રહી હતી. તેને વચ્ચેથી પાછી વાળીને કૌશલ્યાએ પૂછ્યું, "બેટા, ગરમ પાણી છે?"

"ગરમ પાણી! ગરમ પાણીનું તમારે શું કામ છે, કાકી?"

"હું નાહીશ. ઠંડા પાણીથી તો તમે કોઇ મને નાહવા નહિ દો."

"સાંજે તમે ફરી નાહ્યાં તો હતાં જ, હવે વળી પાછો નાહવાની શી જરૂર છે?"

"છે, બેટા, જરૂર છે. નાહી હતી તો શું થઇ ગયું? મને લાગે છે કે એ વખતે મારું શરીર કે મન શુદ્ધ નહોતું. હવે કોઇ જાતનું નુકસાન નહિ થાય,

એ કારણે તું મને ન રોકીશ. નાહીને મારે ઠાકોરજીનાં દર્શન કરવાં છે. વાતચીતમાં મેં જે કાંઇ કહ્યું હતું તે પણ એમણે પૂરું કરી દીધું. તેઓ તો એવા કૃપાળુ છે! ને હું એવી અધમ કે તેમનો પણ અવિશ્વાસ કરવા લાગી હતી!"

ગદ્ગદ્ કંઠે સોનાએ કહ્યું, "નહિ કાકી, હું તમને નહિ રોકું, તમે સાચું જ કહો છો."

અંતરની વેદનાથી મોડી રાત સુધી તરફડિયાં માર્યાં બાદ નિદ્રાદેવીએ કદાચ એ વખતે દયારામ અને પાર્વતીને થોડા સમય માટે સુખમાં સુવડાવી દીધાં હતાં—જે સમયે માંડવામાં બેસીને કાંઈ પણ આડંબર વિના શોભારામ કિશોરીનું પાણીગ્રહણ વિધિ-પૂર્વક કરી રહ્યો હતો, અને ત્યાંના શાંત વાતાવરણમાં વેદ-મંત્રનું મધુર ગુંજન થઇ રહ્યું હતું.

## ૧૭

શોભારામના ઘરના નોકર-ચાકર જે વખતે ગામમાં અને ગામની આસપાસના રસ્તાઓ પર અહીં-તહીં તેને શોધી રહ્યા હતા એ વખતે બપોરના લગભગ કડકડતા તાપમાં પોતાના ગામથી છ–સાત કોસ દૂર, નદી કિનારે, ખોબેખોબે પાણી પીને તે પોતાની ભૂખ સંતોષવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. અરુચિથી પીધેલું પાણી આંખો અને રૂંવાડાંનાં છિદ્રો વાટે તુરત જ પાછું ફર્યું ને તેને પહેલાં કરતાં પણ વધુ બેચેન બનાવ્યો.

નદીકાંઠે એક જૂનો-પુરાણો વડલો હતો. એની ઘેરી છાયા નીચે ચૂનાનો બનાવેલ એક પાકા ચણતરનો

ઓટલો હતો અને તેના પર ગામના માણસોએ એકાદ પથ્થરના ટુકડાને મૂકી કોઇ અજ્ઞાત દેવતાની પ્રતિષ્ઠા કરી હતી. જડ વૃક્ષે જાણે કે આ વસ્તુ સહન ન થવાથી પોતાનાં મૂળિયાંથી એ ઓટાને અહીંતહીંથી ઉખાડીને ઠેકાણે કરી નાખ્યો હતો. પાણી પીને શોભારામે પોતાના કપડાથી ઓટાના એક ખૂણાને ઝાપટી-ને એના પર લંબાવ્યું. આખી રાતના ઉજાગરાએ અને આટલું ચાલ્યાના પરિશ્રમે એને ખૂબ જ થકવી નાખ્યો હતો. થોડી વારમાં નિદ્રાદેવીએ એ કઠણ ભૂમિ પર ઘરની કોમળ શય્યા કરતાં પણ વધુ આરામ આપીને તેને પોતાની ગોદમાં લઈ દીધો.

સાંજ વખતે કોઇના હલબલાવવાથી અને નામ દઈને બોલાવવાથી તે જાગ્યો અને આંખો ચોળતો આળસ મરડીને બેઠો થયો. શરમાઈને એણે પૂછ્યું, "રામચંદ મુખી કે ?"

મુખીએ હૃદયનો સમસ્ત આનંદ આંખ ને મોં પર લાવીને કહ્યું, "કહો શોભુભાઈ, કેવા પકડી પાડ્યા ! સાહેબોની જેમ પોતાની મનમાની લાડી સાથે લગ્ન કરીને આવ્યા છો. ભર-પેટ મીઠાઇ ખાધા વિના તમને નહિ છોડું."

મુખીની વાતચીત કરવાની રીતથી શોભારામ

નારાજ થઈ ગયો ને બોલ્યો, "મુખી, અત્યારે મને આ વાતો સારી નથી લાગતી. મને તંગ ન કરો."

શોભારામની આ ઉદાસીનતાની રામચંદ પર કશી અસર ન પડી. તે બોલ્યો, "તંગ કરવા માટે તો ભગવાને તમારો અહીં મેળાપ કરી આપ્યો છે! ભાગીને હવે ક્યાંય નહિ જઇ શકો! તમને શોધવા માટે કોડીબંધ માણસો અહીંતહીં ભટકી રહ્યા છે પરંતુ ભાગેડુ માણસને પકડવાનો યશ તો મારા નસીબમાં જ હતો. ભાઇ, તમને શોધવા માટે તો ઇનામ નીકળ્યું છે, ઇનામ! દયારામ દાદા પાસેથી બે હજાર રૂપિયા લીધા વિના હું રહેવાનો નથી."

આ માણસ પ્રત્યે શોભારામને પહેલેથી તિરસ્કાર હતો. એના ગામમાં પોતાની કાંઇક જમીન અને લેણ-દેણ હતી. મુખી ઉપર પણ તેઓનું કાંઇક લેણું હતું ને તેથી જ તેના દાદાએ અને એમને કોર્ટે ચડવું પડેલું. પરંતુ એને સૌથી વધુ કઠતી હતી હળતી-મળતી વખતે કરાતી આ માણસની મીઠી મીઠી વાતો. તેની આ ટેવ એને પેલા દીપકની જેવી અરુચિકર અને અસુંદર લાગતી હતી, જેની આખી શિખા ગાઢ ધુમાડા જેવી હોય અને ઉપરની શગ પર પ્રકાશનાં બે-ચાર છાંટણાં પડયાં હોય.

શોભારામને ચૂપ જોઇને જરા અટકીને એણે કહ્યું, “ ગભરાશો નહિ શોભુભાઇ, હું તમને પકડવા માટે નહોતો નીકળ્યો. તમે તો મને અહીં અચાનક જ મળી ગયા. તમારા ગામમાંથી ખરીદી કરીને હું ઘેર પાછો જઇ રહ્યો હતો ત્યાં દૂરથી આ ઓટા પર કોઇ સારા માણસ જેવાં કપડાં જોઇને ચોંકી ઊઠયો. પહેલાં તો થયું કે હશે કોઇ, પડી રહેવા દો, આપણે શું કામ છે? આવી લપમાં જ ક્યારેક ક્યારેક ભારે આફત માથે આવી પડે છે. થાણામાં જઇને રિપોર્ટ કરો, અહીંતહીં રખડપટ્ટી કરો ને છેવટ સાક્ષી દેવા જઇને પોતાને જ પોતે ફસાવી દો! છતાં પણ ન રહેવાયું એટલે અહીં આવીને જોયું કે તમે છો! પણ હવે તમે રાતવખતના ક્યાં જશો? ચાલો મારી સાથે, નદીને પેલે પાર જ મારું ઘર છે. ત્યાં બધું તમારું જ છે. હું તો તમારા ઘરનો જૂનો નોકર છું. તમને કશી જ તકલીફ નહિ પડે. ”

શોભારામે આતુરતાથી પૂછયું, “ તમે બજારમાં ગયા હતા? ”

રામચંદે કહ્યું, “ ત્યાં જ તો બધી ખબર પડી. માણસ તો ઘણી જાતના હોય છે પણ મારે જે જે માણસો સાથે વાત થઇ તે બધા જ તમારાં વખાણ

કરતા હતા. હિંમત હોય તો આવી હોવી જોઇએ ! હું તમારે ઘેર પણ ગયો હતો. ”

શોભારામની કઠોરતા મમતાભરી આ થોડી ઉષ્ણતાથી જ બરફની જેમ પીગળીને આર્દ્ર બની ગઇ. તે એકદમ બોલી ઊઠયો, “ તમે મારે ઘેર પણ ગયા હતા ? ”

મુખીએ કહ્યું, “ જાઉં કેમ નહિ ? હું તો ત્યાં જ– એ ગામમાં જ–હતો, પરંતુ જો અહીં ઘેર આવા સમાચાર સાંભળત તોપણ હું ત્યાં જરૂર જાત. ગામના બીજા બધા માણસો પણ તમારે ત્યાં ભેગા થયા હતા. આખો ઓરડો ખીચોખીચ ભર્યો હતો. દાદા બહુ જ બેચેન અને દુઃખી હતા. હું તો કહી આવ્યો, ‘ દાદા, શોભુભાઇએ કાંઇ ખરાબ કામ નથી કર્યું. મોટાના ઘરનો પ્રતાપ જ એવો છે કે એમને ત્યાં કંઇ ખરાબ કામ ન થઇ શકે. તમારે તમારા જીવને દુઃખી ન કરવો જોઇએ. શોભુભાઇ તો તમારા ડરથી જ આટલામાં કયાંક છુપાઇ ગયા હશે. એની મેળે એક-બે દિવસમાં પાછા આવી જવાના. ’ શોભુભાઇ, મુખી એવો નથી કે વાત કરવામાં કોઇથી દબાઇ જાય. ભલે એ મોટો જેન્ટલમેન હોય કે કલેકટર. હું તો સાચેસાચું સંભળાવી દેવાવાળો છું. ”

શોભારામની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. ગરીબ અવાજે હાથ જોડીને પ્રાર્થના કરતો હોય એવી રીતે એ બોલ્યો, "જુઓ સુખી, તમે તો બધું જાણો છો. આ પ્રમાણે ન કરું તો એ છોકરીની હત્યાનું પાપ અમને ન લાગત? પણ ડર જ દાદાનો છે."

રામચંદે એને આશ્વાસન આપતાં કહ્યું, "તમે કોઈ વાતની ચિંતા ન કરો. મારી સાથે ચાલો. કોઈને ખબર નહિ પડે કે તમે ક્યાં છો. જ્યાં સુધી મરજી હોય ત્યાં સુધી મારે ત્યાં રહેજો. ઘર તમારું જ છે. બે-ચાર દિવસમાં બધું થાળે પડી જાય ત્યારે તમને ફાવે તેમ કરજો. લાગે છે કે આજ આખો દિવસ તમે કાંઇ ખાધું નથી. ઊઠો, ઘેર આવીને ખાઈ લ્યો. તમે અજબ માણસ છો. આટલું ચાલી-કરીને કાંઈ પણ ખાધા-પીધા વિના આવડો મોટો દિવસ વિતાવી દીધો, આવું તો અમ જેવા ગમાર ખેડુતોથી પણ ન બની શકે."

શોભારામ અત્યાર સુધીમાં એટલો અશક્ત બની ગયો હતો કે એનું મગજ પણ બરાબર કામ નહોતું આપી શકતું. એણે ક્યાંક સાંભળ્યું હતું કે જો રામચંદ એક ને એક બે જેવી વાત કરે તોપણ એ પર વિચાર

કરીને જ વિશ્વાસ મૂકયો, છતાં પણ મૂંગો મૂંગો ઊઠીને તે એની પાછળ ચાલવા લાગ્યો.

ઘેર લઈ જઈને રામચંદ્રે શોભારામનો સત્કાર કર્યો, જેનાથી શરમ અને સંકોચના ભારથી તે દબાઈ ગયો. વરરાજાના જે વેશને તે પાણીગ્રહણ કર્યા પછી તુરત ત્યાં જ ઉતારીને પલાયન કરી આવ્યો હતો તે મુખીના પ્રત્યેક વર્તનથી વારંવાર પ્રકટ થવા લાગ્યો. એના કપાળમાં કંકુનું તિલક કરીને, પતાસાંથી ભરેલી થાળીમાં પાંચ રૂપિયા મૂકીને, જ્યારે મુખી એને ભેટ ધરવા લાગ્યો ત્યારે ડોકું હલાવીને શોભારામ બોલી ઊઠયો, “ નહિ મુખી, આમ કદી બની શકે જ નહિ ”

રામચંદ્રે હસીને કહ્યું, “ નહિ શોભુભાઈ, આ લેવું પડશે, આ તો એકબીજાનો વ્યવહાર છે. એમ હોય તો પતાસાં રહેવા દો, મીઠું મોં કરવાનો દિવસ તો આજે અમારો છે ! ”

કોઈ પણ ઉપાયે મોં પર હાસ્ય લાવવાનો પ્રયત્ન કરીને શોભારામે કહ્યું, “ આ વખતે આ રૂપિયાને બદલે પતાસાં હોત તો એનો સારામાં સારો ઉપયોગ થઈ જાત, પણ ગારા જીવને અત્યારે કોણ જાણે શું થયું છે કે વાત કરવી પણ નથી ગમતી. મુખી, તમે હઠ ન કરો. ”

રામચંદે કહ્યું, " જમવાનું હવે તૈયાર થઈ જવા આવ્યું છે. હું જાણું છું કે તમે આખા દિવસમાં કાંઇ નથી ખાધું-પીધું, પણ તમે રૂપિયા નહિ સ્વીકારો તો તો જોયા જેવી થશે ! "

જમતી વખતે શોભારામની આંખોમાં આંસુ આવી ગયાં. પ્રકાશ કરતાં ધુમાડો વધારે આપનારી જે ચીમની અત્યાર સુધી એને તકલીફ આપી રહી હતી એણે જ અત્યારે તેની આબરૂ રાખી. કદાચ આજે હજુ સુધી એની ભાભીના મોંમાં પાણીનું ટીપું પણ નહિ ગયું હોય ને પોતે અહીં મજેથી બેસીને ભોજન કરી રહ્યો છે. કેવો અભાગી ! એને ઇચ્છા થઈ કે એક વખત પોતે મન મૂકીને ખૂબ ખૂબ રડી લે. એની આંખો સામે પોતાના ઘરનાં બધાં દશ્યો એક પછી એક તરવા લાગ્યાં-આજે ત્યાં ન તો કંદોઇઓ પકવાન્નની તયારી કરી રહ્યા હોય કે ન તો ચારેબાજુ દીવાઓ પ્રકાશી રહ્યા હોય. ચારેકોર નીરવતા અને શાંતિ-જાણે કે એ પોતાની એક ફૂંકથી જ ત્યાંનો બધો પ્રકાશ બુઝવી આવ્યો હોય ! દાદા તો પોતાના સૂવાના ઓરડામાં દીવો રાખતા જ નથી, કદાચ આજ ભાભી પણ અંધારા ઓરડામાં સૂનમૂન પડી હશે. એ સૂતી હશે કે બેચેનીમાં તરફડી રહી હશે એ સમાચાર પણ એને અહીં

કોઈ રીતે ન મળી શકે. લગ્ન કરીને પાછા ફર્યા બાદ ભોજન સમયે તે કઇ કઇ અને કેવી કેવી ન બની શકે તેવી વાનીઓ માટે હુકમ કરશે તેની કલ્પના તે પોતાના મનમાં ઘણા સમયથી કરી બેઠો હતો. હાય! આજ તે એમના મૌન અને સસ્મિત આશીર્વાદથી પણ વંચિત છે! વ્યાકુળ થઇને એ એકાએક ભાણા ઉપરથી હાથ ધોવા માટે ઊઠી પડયો.

રામચંદે એને રોકતાં રોકતાં કહ્યું, "અરે! અરે! આ શું કરો છો? હજુ તમે ખાધું પણ શું છે?"

શોભારામે શુષ્કભાવે જવાબ દીધો, "નહિ, હવે દિલ ઊઠી ગયું છે."

રામચંદે કહ્યું, "દિવસ આખો કાંઇ ખાધું-પીધું નથી એટલે ભૂખ મરી ગઇ હશે. ઠીક, આવો, ધુઓ હાથ!"

ભૂખ ન લાગવાની આ વ્યાખ્યાની આડે મુક્તિ મળવાથી શોભારામે છુટકારાનો દમ ખેંચ્યો. રામચંદ પોતે જ શોખીન આદમી હતો. એના પોતાના પાટીના પલંગ પર મચ્છરદાની નાખી ઉપર સ્વચ્છ ચાદર પાથરી રાખી હતી. શોભારામ તેના પર જઈને સૂતો. મચ્છર તો નહોતા પણ આ વખતે માણસોની નજરમાંથી બચવા માટે મચ્છરદાની એને

ઘણી ઉપયોગી થઇ પડી. રામચંદ્રે પલંગ પાસે ઊભા રહીને કહ્યું, " સૂઈ ન જતા, વાળંદને બોલાવ્યો છે. હાથ-પગની ચંપી એ કરી દેશે એટલે થાક ઊતરી જશે. "

" ના, હવે મને ઊંઘ આવી જશે, વાળંદની કશી જરૂર નથી. "

" ઠીક ત્યારે, પગ હું દાબી દઉં છું, સંકોચ ન રાખશો. એક તો શેઠ, તેમાં વળી વરરાજા! વરરાજા તો અઢી દિવસ માટે બાદશાહ બની જાય છે! તમારા પગ દાબી દેવાથી હું હલકો નહિ પડી જાઉં! "

શોભારામે કોઇ પણ બહાને આ જંજાળમાંથી છુટકારો મેળવી પડખું ફેરવી લીધું થોડી વારમાં જ ઘરના માણસોને પોતાના ઊંઘી જવાની ખાતરી કરાવીને તેણે ત્યાં એકાંત શોધી લીધું

રામચંદના સાજન્યપૂર્ણ વ્યવહારે શોભારામનું મન તેના પ્રત્યે બહુ જ કોમળ બનાવી દીધું હતું. બીજે દિવસે એણે પૂછ્યું, " મુખી! હવે શું થશે? મને તો કાંઇ સૂઝ નથી પડતી. "

શોભારામ રામચંદ પાસેથી જે આશ્વાસનની આશા રાખતો હતો તેનો આભાસ પણ એની વાતમાં ન

મળવાથી તે વ્યાકુળ બની ગયો. આ વખતે જો તેણે કોઇ અશક્ય વસ્તુની આશા આપી હોત તોપણ શોભારામનું મન તેનો સ્વીકાર કરવાની આનાકાની ન કરત. સાશંક થઇને એણે કહ્યું, "મુખી, તમને થતું હશે કે રાત્રે તમારા મોટા પલંગમાં હું નિરાંતથી ઊંઘતો હોઇશ, પણ મારો વખત કેવી રીતે વીત્યો છે તે તો મારું મન જ જાણે છે. દાદા શું કહેતા હશે તેની કલ્પના પણ હું નથી કરી શકતો."

રામચંદ કહેવા લાગ્યો, "શોભુભાઇ, કાલે તમને કાંઇ કહેવું મને યોગ્ય ન લાગ્યું, અત્યારે એ કહું છું. દાદાના દિલને બહુ જબરો આઘાત લાગ્યો છે. તેઓ તો તમને શોધવા માટે માણસને મોકલવા પણ નહોતા ઇચ્છતા. કહેવા લાગ્યા કે, 'શોભુ ક્યાંક પોતાના ઘરસંસારની વ્યવસ્થા કરવા ગયો હશે. જ્યારે ઠીક લાગે ત્યારે આવીને ઘરમાંથી પોતાનો ભાગ લઈ જાય અથવા મને કહી દે તો એને માટે આ ઘર છોડીને અમે બંને પ્રાણી ઘાસની કોઈ ઝૂંપડીમાં જઈને રહીએ. અમારે કશું નથી જોઇતું, પાશેર બાજરી અમને ક્યાંય પણ મળી રહેશે. હવે અમારે એની સાથે કાંઇ સંબંધ નથી.' પરંતુ બીજા જ માણસોએ પોતાની મેળે જ કેટલાક માણસોને આજુબાજુ તપાસ માટે મોકલી

દીધા હતા. તેઓ પણ તુરત જ પાછા ફરી ગયા હશે નહિ તો માણસ પાતાળમાંથી પણ પોતાની વસ્તુ શોધી કાઢી શકે છે–તમે તો અહીં ધરતી પર જ છો!"

શોભારામ નાના બાળકની જેમ ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. રડતાં રડતાં કહેવા લાગ્યો, "મુખી, હું દાદાની આ વાતો નથી સાંભળી શકતો. તેઓ આવું બોલી જ કેમ શક્યા? શું હું એમનો છોકરો નથી? મારાથી ભૂલ થઇ ગઇ હતી તો તેઓ મારો કાન પકડી શકત. સામે ઊભો રાખીને તેઓ મને પચાસ જૂતાં પણ મારી લેત તોય મને આટલું દુઃખ ન થાત. દાદા જાણે છે કે હું ભાભી વિના નથી રહી શકતો. ખેર, જેટલી નિષ્ઠુરતા એમને દેખાડવી હોય તેટલી દેખાડી લે, હું પણ કાંઇ ઓછો નિષ્ઠુર નથી, મારે માટે રડી રડીને આંધળાં ન થઇ જાય તો કહેજો."

રામચંદે આશ્વાસન દેતાં કહ્યું, "શોભુભાઇ, તમે આટલા ગભરાઓ છો શા માટે? તમારા દાદા તો ભોળિયા રાજા છે. એમને તો કોઇ કાંઇ વાત કહે એને એ સાચી માની લે છે એમનો આ રોષ બહુ લાંબો નહિ ટકે, આ તો નવું નવું થયું એટલે આટલા બધા ભડકી ઊઠ્યા છે. હું કાલે ત્યાં ફરીથી જઇશ અને પાછો ફરીને

તમને બધી વાતથી વાકેફ કરીશ. અહીં તમારું જ ઘર છે, કોઈ વાતની ચિંતા ન કરશો.”

બીજે દિવસે શોભારામ મોડી રાત સુધી મુખીના પાછા ફરવાની રાહ જોતો રહ્યો. એ દરમિયાન એણે પોતાના દિલને બહુ જ કઠોર બનાવવાનો પ્રયત્ન કર્યો. તેણે વિચાર્યું, મેં જે કર્યું છે તે જ કર્તવ્ય હતું. જો એમાં દાદાને ખરાબ લાગે તો એમાં મારો કોઈ દોષ નથી. કર્તવ્યની કંટક-શય્યા પર ભીષ્મપ્રતિજ્ઞા લઈને સ્વેચ્છાથી દુઃખને અપનાવી લેવું એ જ જીવનનું અંતિમ લક્ષ્ય છે — હું નિર્વિકાર ચિત્તે એમ જ કરીશ. મારા વર્તનથી દાદાનું કશું અપમાન નથી થયું—એવું થઇ પણ ન શકે. આત્મ-સન્માન તો એવું રત્ન છે, જેની જ્યોત પ્રચંડ આંધીથી પણ ઢંકાઈ ન શકે. તેના પર બહારની ધૂળ ચડીને થોડા સમય માટે ભલે એને મેલું કરી શકે પરંતુ તેથી એનું મૂલ્ય રતીભાર પણ ઓછું નથી થતું. આપણે આપણી મનસ્વી ઇચ્છાનું આરોપણ બીજા પર એટલી હદ સુધી કરી શકીએ જેટલે સુધી તે એને ભારરૂપ ન બનતાં આભૂષણરૂપ બની રહે છે. હું માનું છું કે આપણે આપણા ગુરૂજનોનું અનુસરણ કરવું જોઇએ. પરંતુ ગમે તેવા કડક નિયમોને પણ અપવાદ હોય છે, એમ ન હોય તો એનું ગૌરવ

કોઈ પણ ક્ષણે ખંડિત થઈ શકે છે. અંધારા રસ્તા પર આપેલી સેનાપતિની કોઇ આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જે સૈનિક પોતાના નાયકને ઊંડી ખીણમાં પડતો બચાવી લે છે તેને, ભલે લશ્કરનો કાયદો ગોળીથી ઉડાવી દે, પરંતુ, એથી એને પોતાને કોઇ પાપ નથી લાગતું. મેં પણ કોઇ પાપ નથી કર્યું, પછી હું ડરું શા માટે?

આવી જ મોટી મોટી વાતો તેણે વિચાર્યા કરી પણ એક ક્ષણ માટે પણ એને શાંતિ ન મળી. ઘર તરફ પીઠ ફેરવ્યા છતાં તેનું મન પાછું વળી વળીને ત્યાં જ પોતાની નજર નાખવા લાગ્યું. કોણ જાણે કેટલીય વાર એણે ફરી ફરીને વિચાર્યું કે દાદા એવા સ્નેહાળ છે કે તેમનાથી પોતાનો ગુસ્સો જરૂર વધુ વખત સુધી નહિ ટકાવી શકાય. વાદળાં તો ચૈત્રના ખુલ્લા આકાશમાં પણ ક્યારેક ક્યારેક આવીને દેખા દઇ જાય છે, પણ એ કાંઇ એમને માટેનું સ્થાન થોડું જ છે! કાલ સુધી એમને મારા ખબર નહિ મળી શક્યા હોય. હું આવ્યો પણ એવી રીતે છું કે કોઈને ખબર ન પડી શકે–પરંતુ પોતાની આ સફળતા પર શોભારામને સંતોષ ન થતો. તે ફરીને વિચારવા લાગતો: આ રીતે છાનામાના ભાગવાની મારે જરૂર જ શી હતી? થોડી સંભાળ રાખી હોત તો ચાર–છ કલાકનો સમય

નીકળી જાત.' પછી કોઇ જોઇ જાત તો જોયું જાત. જિંદગીભર નાસભાગ કરવાનો ન તો મારો વિચાર હતો અને ન હોવો પણ જોઇએ. મારે મારા દિલનો કાંઇક સંકોચ અને દુઃખ પ્રકટ કરવાનું હતું–એ થોડા સમયમાં જ થઇ શકત. જો વિવાહને બીજે દિવસે બપોર સુધીમાં જ હું માણસોને હાથ પકડાઇને દાદા પાસે પહોંચી ગયો હોત તો મારે આવા ભલા આદમીના પંજામાં તો ન ફસાવું પડત, જે ત્રીજે પહોરે પાછા ફરવાનું કહીને ગયો અને હજુ સુધી પાછો નથી આવ્યો. આવા બેજવાબદાર માણસોને લીધે જ આખી ને આખી જાતિને બીજા પાસે લાંછન ભોગવવું પડે છે. પરંતુ કદાચ તે દાદાને સાથે લઇને જ આવી રહ્યો હશે. જો તેઓ ખરેખર જ આવશે તો હું શું કરીશ ?–વિચારતાં વિચારતાં એકાએક શોભારામનું હૃદય આનંદ, આશંકા અને મધુર ભયના મિશ્રણથી બમણા વેગે ધબકવા માંડયું.

પરંતુ રામચંદ ન તો તે દિવસે પાછો ફર્યો કે ન બીજે કે ત્રીજે દિવસે. ચોથે દિવસે આવીને ખૂબ થાકી ગયો હોય એવી રીતે બિછાવેલા એક ખાટલા પર સૂઇને એ હાંફતો પડયો. એ દરમિયાન શોભારામનો સમય જે વ્યાકુળ પ્રતીક્ષામાં વીત્યો તે કરતાં તો મરી જવું એ વધુ પસંદ કરત. થોડી વાર રહીને એણે કહ્યું, " મુખી, બહુ દિવસ કાઢી નાખ્યા ! "

રામચંદે ટૂંકમાં જ જવાબ આપ્યો, "ખમો, હમણાં બધું કહું છું, બહુ જ થાકી ગયો છું."

શોભારામ આશંકાના ભારથી દબાઈને ચુપચાપ બેસી રહ્યો. એને રામચંદનું આ વર્તન પેલા વાર્તા કહેનાર જેવું અરુચિકર લાગ્યું, જે સાંભળનારને વાર્તાના મર્મસ્થાન પર પહોંચાડી દીધા પછી આરામને બહાને અટકીને આડીઅવળી વાતો કરવા લાગે છે. અત્યારે જો એ એને ત્યાં ઊતર્યો ન હોત તો એની સાથે ઝઘડી પડત. વિલંબ અસહ્ય થવાથી એણે ફરીથી પૂછ્યું, "મુખી, આટલા દિવસ સુધી તમે ત્યાં શું કર્યું? હું તો અહીં એકલો રહી રહીને તંગ આવી ગયો."

રામચંદે કહ્યું, "હું ત્યાં પહોંચ્યો જ ક્યાં છું? નહિ તો તમારે આટલા દિવસ અહીં કષ્ટ ઉઠાવવું ન પડત. ખાવા-પીવામાં તો કાંઈ તકલીફ નથી પડી ને? ઘરમાં કોઈને અક્કલ નથી, બધાંય ભૂત જેવાં છે."

શોભારામ ગુસ્સે થઈ ગયો અને બોલ્યો, "મને કાંઈ તકલીફ નથી પડી. જો તમે મારે ત્યાં જઈ પણ ન શક્યા તો અહીં મને આટલા દિવસ રોકી શા માટે રાખ્યો?"

રામચંદે ઊઠીને ખાટલા પર બેસતાં કહ્યું, "ભાઈ,

ગભરાઓ નહિ, હું બધી વાતની ભાળ લઇ આવ્યો છું. શું કરું હું ? વચમાં જ તહસીલદાર સાહેબ મળી ગયા. એમને ત્યાં કોઇ મહેમાન આવેલ હતા. એમને શિકારે લઇ જવા માટે જ અહીં તહીં મારે જવું પડયું. જ્યારે તેઓ અહીંથી પધારી ગયા ત્યારે છુટાયું. મુખી મૂઓ છું ને, તેનું ઇનામ રોજેરોજ મળ્યા કરે છે. એક ચપરાસી પણ જો ગામમાં આવે તો પાંચ જૂતાં આવતાં ને પાંચ જૂતાં જતાં લગાવતો જાય છે."

શોભારામ એના આ વિનોદમાં ભાગ ન લઇ શક્યો. અધીરાઈથી એણે પૂછ્યું, "તમે તો મારે ગામ ગયા જ નથી, ને બધી વાતની ભાળ કેવી રીતે લાવ્યા ?"

રામચંદે ગંભીર થઇને કહ્યું, "કચેરીમાં આજે તમારા વકીલ ગુરુદીન મળી ગયેલા, નહિ તો આજ અહીં ન આવતાં ત્યાં જ હું જવાનો હતો. હું એટલો અણુસમજુ નથી. ગુરુદીન પાસેથી ખબર મળી કે વાત બહુ વધી પડી છે. પિરથીપુરવાળા તમારા દાદા પર ફરિયાદ કરવાના છે કે એમને ધોખો દઇને એમની ભારે બદનક્ષી કરવામાં આવી છે. હવે એમની છોકરીનો બીજી જગાએ સંબંધ થવામાં બહુ ભારે મુશ્કેલી પડે છે. આ મામલામાં દાદાને બે વરસ સુધીની સજા થઇ શકે તેમ છે. દાદા તો તમારા પર એટલા નારાજ છે કે તમારી વાત પણ કરવા નથી ઇચ્છતા."

શોભારામ ક્યાંય સુધી જડ મૂર્તિની જેમ બેસી રહ્યો. બહુ વારે તે બોલી શક્યો, "મુખી, આવું પણ થઇ શકતું હોય એમ મેં ધાર્યું પણ નહોતું. હવે હું શું કરું ? મારી સમજમાં કંઈ નથી આવતું."

રામચંદે થોડી વાર સુધી શાંત રહીને કહ્યું, "મારી બુદ્ધિ પણ કામ નહોતી કરતી એટલે મેં તહસીલદાર સાહેબને પૂછ્યું. તેઓ બહુ કૃપાળુ છે. બધી વાત સાંભળીને તેમણે એક રસ્તો બતાવ્યો છે, પરંતુ...."

"પરંતુ શું, કહો તો ખરા ?"

"એમણે કહ્યું, શોભારામ પોતાના દાદા પર એક દાવો દાખલ કરી દે કે, એણે પોતાની મરજીથી પોતાનું લગ્ન કર્યું છે તેથી એના દાદા બહુ નારાજ થઇ ગયા છે. તેને ડર લાગે છે કે ક્યાંક તેઓ એને માર ન ખવરાવે, એટલા માટે સરકાર એની રક્ષાનો પ્રબંધ કરીને જમીન–જાગીરમાંથી પોતાનો ભાગ પોતાના ભાઈથી જુદો કરાવી દે. આમ થશે તો પિરથીપુરવાળાનો દયારામ પરનો દાવો નબળો બની જશે. પરંતુ હા, એમાં બધી જવાબદારી તમારા માથે આવી પડશે એ મુશ્કેલી છે."

શોભારામ બળ એકઠું કરીને ઉત્તેજિત સ્વરે બોલી ઊઠયો, "મુખી, મને મારા માટે કશો ડર નથી, બસ દાદા પર કોઇ પ્રકારનું આળ ન આવવું જોઈએ. મેં

જે કામ કર્યું છે તેમાં દાદાની ઇચ્છા નહોતી એ વાત ગંગાજળ હાથમાં લઇને હું કહી શકું છું. દાદા પર કોઇ પણ જાતનું સંકટ આવશે તો હું ક્યાંયનો નહિ રહું.”

રામચંદ્રે હસીને કહ્યું, “શોભુભાઈ, તમે બહુ ભોળા છો! ક્યાંક અદાલતમાં પણ તમારો દાદા પ્રત્યેનો આ પ્રેમ પ્રકટ ન કરી બેસતા, નહિ તો ભેદ ખૂલી જશે કે બધા અંદરખાને એક જ છે! અને બધું જ કામકાજ આજકાલમાં જ પતી જવું જોઇએ. કોઇને કાને વાત ન જવી જોઇએ. પિરથીપુરવાળાને આની ગંધ આવી ગઇ તો તેઓ પોતાનો દાવો પહેલો દાખલ કરી દેશે અને એમનો પક્ષ સબળ થઇ જશે.”

આટલા સમય સુધીમાં શોભારામનો ઉશ્કેરાટ શાંત થઇ ગયો હતો અને તે નિઃસ્તબ્ધ બનીને જ્યાંનો ત્યાં બેસી રહ્યો હતો

## ૧૮

શોભારામને નાસી ગયે ઘણા દિવસ થઇ ગયા છે. ઉલ્લાસ વગરના એના ઘરનું જીવન એક પ્રકારનું નીરસ જીવન બની ગયું છે. મીઠાઈ બનાવવા માટે કંદોઇઓએ જમીન ખોદીને જે મોટી મોટી ભઠ્ઠીઓ બનાવી હતી તે પોતાનાં કાળાં મોંમાં કોલસા અને રાખ ભરેલી જેમ ને તેમ પડી છે. હજુ સુધી કોઇએ એને પૂરીને જમીન સમતલ નથી બનાવી. એવું લાગે છે કે જાણે આ ઘર એવા જ કોઈ ઊંડા ખાડામાં ડૂબી ગયું છે! કોયલા, છાણાં, લાકડાં ને મોટાં મોટાં વગર માંજ્યાં વાસણો કોઈ બહુ જ મોટા કાર્યના અવશેષની સાક્ષી દેતાં અહીંતહીં પડ્યાં છે.

પરંતુ ઘરની અંદરની દશા એવી નથી. ત્યાં તો બધું પહેલાં જેવું જ છે. ગંદવાડ કે અવ્યવસ્થાનું ત્યાં નામ પણ નથી. ભારેલા અગ્નિની જેમ રાખ અને શીતળતા જાણે ઉપર ઉપર જ છે, આગની ઉજ્જવળ તીક્ષ્ણતા અંદરથી કાંઈ ઓછી નથી થઇ. પાર્વતીને જોતાં તો ઘરમાં કોઇ બહુ મોટી ઘટના બની ગઇ છે તેવું અનુમાન કરવું કઠણ છે. તે તુલસીકુંડ પાસે ચટાઈ પર બેઠી 'રામચરિતમાનસ'ના 'સુંદરકાંડ'નો પાઠ કરી રહી હતી. આ વખતે લગ્ન ઉપર આવેલ કુટુંબની એક સ્ત્રી નન્હીંએ આવીને કહ્યું, "લ્યો, પાછાં તમે પાઠ કરવા બેસી ગયાં, ભાભી? દાદા તો જમી-ખાઇને ગયા, તમે પણ ચાલો જાણીજોઇને રોજ મોડું કરો છો! આ તે તમારી કેવી વાત કહેવાય?"

પાર્વતીએ એની વાતનો જવાબ ન દેતાં કહ્યું, "મારે હજુ વાર છે નન્હીં, તું મારે માટે નકામી ખોટી ન થા."

નન્હીંએ પાસે બેસતાં કહ્યું, "અમે ખાઈ લઇએ એથી શું વળવાનું? અમારા પછી વંસાની શોધ થશે. એ વહેલી સવારમાં જ પેટ ભરીને લાડુ ખાઇને ગયો છે. બપોરે એને ભૂખ લાગશે ત્યારે વળી કાકીને યાદ કરશે. તમે ભૂખ્યાં બેસી રહો ને અમે ખાઇ

લઈએ એ યોગ્ય નથી લાગતું. કાલે તમારે વ્રત હતું અને આજે તમે પાછું એવું જ કરશો, એમ હું નહિ થવા દઉં. તમારે ઊઠીને હમણાં જ ખાવું પડશે."

પાર્વતીએ હસીને કહ્યું, "મોડું ખાવાની મને ટેવ છે. મારે માટે થઈને તું નકામી ખોટી થાય છે."

નન્હીંએ કહ્યું, "મને બધી જ ખબર છે ભાભી કે પહેલાં તમે ક્યારે ખાતાં ને હવે ક્યારે ખાઓ છો! શોભુભાઈ આટલી વાર સુધી ભૂખ્યા બેસી રહેતા હશે કે તમે આમ કરો છો? મુખીએ તો એને અત્યાર સુધીમાં ત્રણ વાર ખવડાવ્યું હશે."

પાર્વતીએ પૂછ્યું, "તને કોણે કહ્યું કે હું શોભુભાઈ માટે આટલું મોડું ખાઉં છું?"

"શું બધી વાતની કોઇના કહેવાથી જ ખબર પડતી હશે? ઘણીખરી વાતો તો ઘાસ ખાતું જાનવર પણ જાણી જાય છે."

પાર્વતીએ કહ્યું, "ઠીક, ભલે એમ હોય, પણ મારી તબિયત હમણાં હમણાં તો પહેલાં કરતાં પણ સારી રહે છે."

નન્હીં નારાજ થઈને કહેવા લાગી, "એ જ તો ખરાબ છે. શોભુભાઇના ચાલ્યા જવા માટે તમે રડી-

કૂટી લીધું હોત કે બે-એક ઉપવાસ કરી લીધા હોત તો દિલ હળવું થઈ જાત. બધું જ કામકાજ તમે પહેલાંની જેમ જ કર્યે જાઓ છો, પહેલાંની જેમ જ હસો-બોલો છો-એનાથી શરીર એકદમ તૂટી જાય છે. નજરે દેખાતા ઘાનો તો ઉપાય લઇ શકાય પરંતુ આ મૂંઢ મારમાં તો પત્તો જ નથી લાગતો કે કયાં શું બગાડ થયો છે. એની વેદના જન્મભર ખટકે છે."

પાર્વતીએ વેદનાભર્યા સ્વરે કહ્યું, "નન્હીં, તું સમજતી હોઇશ કે મને કાંઇ દુઃખ નથી, મારું દિલ પાષાણનું છે; પરંતુ આવે અવસરે હું મારા દિલની વેદના કેવી રીતે પ્રકટ કરું? મારા દિલનું દુઃખ દબાવી દેવામાં મારે કેટકેટલું સહેવું પડયું છે તે તો ભગવાન જ જાણે છે! તોપણ મારી પાસે બીજો ઉપાય નહોતો. જે અવસરની રાહ હું કોણ જાણે કેટલાય સમયથી જોઇ રહી હતી એ જ લગ્નને આમ ચોરીછૂપીથી કરવામાં શોભુભાઇના જીવને કેટલું દુઃખ થયું હશે એ મારાથી અજાણ્યું નથી. આજે બધાં જ ગુસ્સે થઈને એના પગલાને વખોડે છે ને કેટલીય સાચીખોટી વાતો સંભળાવે છે—આજ ગૃહસ્થાશ્રમપ્રવેશનો એનો પ્રથમ દિન છે! આજે મારી મંગલ કામના એના કાન સુધી નથી પહોંચી શકતી એનાથી વધારે દુઃખની વાત મારે માટે બીજી કઇ હોય! શોભુભાઈને મારામાં એમનાં મા કરતાં પણ

વધારે શ્રદ્ધા છે, છતાં પણ આજે હું નિરુપાય છું. એની પાસે જઇને બે મીઠાં વચન પણ કહી નથી શકતી. આજ જ્યારે એના પર ક્રોધ અને કડવી ટીકાઓનો વરસાદ વરસી રહ્યો છે ત્યારે હું મારા દિલનું સઘળું દુ:ખ દૂર ફેંકી દઇને હસતાં હસતાં આશીર્વાદ દેવા માગું છું કે તે બંનેનું કલ્યાણ થાઓ! પરંતુ નન્હીં, આટલી વાતો કરીને આજે તેં મને રડાવી દીધી!"

ખરેખર પાર્વતીની આંખોમાંથી આંસુ ડળક ડળક કરતાં એના ગાલ પર સરવા લાગ્યાં. નન્હીં મુગ્ધ થઇને એની વાતો સાંભળી રહી હતી. આગળ આવીને તેણે પાર્વતીના પગ પકડી લીધા અને ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગી, "ભાભી, ધન્ય છે તમને! તમારી ઇચ્છા પૂરી ન થાય એવું બની જ ન શકે. તે બંને જણાં તમારાથી ભલે ગમે તેટલાં દૂર હોય પણ તમારા આશીર્વાદ એમની બધાં સંકટોમાંથી રક્ષા કરશે."

પાર્વતીને લાગ્યું કે આ આપ્તજનના મોંએથી તેના અંતર્યામી દેવતાએ જ જાણે 'અસ્તુ' કહી દીધું છે! એની આંખોનાં પાણી મુક્ત રીતે વહીને તેનું વસ્ત્ર ફરી ભીંજવી રહ્યાં.

કેટલાક દિવસો પછી પાર્વતી એક દિવસ વંસાને

જમાડી રહી હતી. જમતાં જમતાં વંસાએ કહ્યું, "હવે તો કાકી, શોભુભાઈને બોલાવી લ્યો! એમના વિના ઘર સૂનું સૂનું લાગે છે."

પાર્વતી ચૂપ બેસી રહી. વંસો આગળ કહેવા લાગ્યો, "દાદા બહુ જ નારાજ છે અને શોભુભાઇને જુદા કરી દેવા માગે છે, પરંતુ કાકી, શોભુભાઈની જગાએ હું હોત તો દાદા મને કદી જુદો ન કરી શકત. 'જાવ, આ ચીજ હું નહિ લઉં, એ નહિ, એ....' કરી કરીને હું એવી ધમાલ મચાવી દેત કે દાદા મૂંઝાઈ જાત. હા, તમે કહો તો હું એક દિવસ શોભુભાઇને મળી આવું. દોડતો દોડતો ચાલ્યો જઇશ ને એમની સાથે વાત કરીને તુરત તમારી પાસે પાછો આવતો રહીશ."

પાર્વતીએ કહ્યું, "એ વાતની તારા દાદાને ખબર પડી તો પછી તને એ મારશે."

વંસો બોલ્યો, "મારે એથી શું? શોભુભાઇની પાસે તો જઇ અવાશે ને!"

પાર્વતી એકાએક બોલી ઊઠી, "ભાઈ માટે માર ખાવામાં તને કાંઇ વસમું નહિ લાગે?"

વંસાએ ઉત્સાહમાં આવી જઈને કહ્યું, "હા કાકી, રતીભાર પણ નહિ! અને મને એવી પણ ઘણી

યુક્તિ આવડે છે કે તેઓ મને બહુ મારી ન શકે. તે દિવસે જ્યારે પેલા હરિરામ દવેએ મને માર ખવરાવવામાં કંઈ બાકી ન રાખી ત્યારે હું તો માર પડ્યા પહેલાં જ એટલો જોર જોરથી બૂમો પાડવા લાગ્યો હતો કે જોવાવાળા બધા જ ગભરાઈ ગયા. બધાને થયું કે હવે જો મને વધુ માર પડશે તો હું મરી જઈશ. કોઈ કોઈને મારી નાખે તો એને બહુ ભારે સજા થાય છે ને, એનાથી બધા ડરી ગયા હતા! મારી રાડારાડ અને બૂમાબૂમથી તમે પણ ડરી ગયાં હતાં ને! કેવાં છેતર્યાં તમને! ઠીક, સાચું કહો તો કાકી, તમે ડરી નહોતાં ગયાં?"

પાર્વતી હસી પડી. એ બોલી, "ડરી જ ગઈ હતી, બીજું શું?"

વંસો ખૂબ ઉત્સાહમાં આવી જઈને કહેવા લાગ્યો, "તો કાકી, તમે મને ભાઈ પાસે જઈ આવવા દો. બધા માણસો કહી રહ્યા છે કે શોભુભાઈએ બહુ જ સારું કામ કર્યું છે!"

એકાએક એની નજર સામેથી આવી રહેલ દાદા ઉપર પડી. એમણે પોતાની વાત સાંભળી લીધો હશે એમ સમજીને એનું મોં વિલાઈ ગયું.

"ઓ કાકી, દાદા! દાદા!" કહીને તે પોતાનાં

પાતળ–હડિયો ઉપાડીને ઝટ લઇને પાછળને બારણેથી ફળિયામાં સરકી ગયો.

પાર્વતી પોતાના માથાનું વસ્ત્ર સરખું કરી ઠીક થઇને બેઠી. દયારામે આવીને કહ્યું, "ખરેખર શોભુએ બહુ જ સારું કામ કર્યું છે! તને ઘણા સારા સમાચાર આપવા આવ્યો છું. સાંભળીને તારી છાતી જ બેસી જશે!"

દયારામની કહેવાની રીત પરથી પાર્વતી ગભરાઇ ગઈ. એકદમ તો એના મોંમાંથી એક શબ્દ પણ ન નીકળી શકયો. દયારામે ફરીથી એવી રીતે જ કહ્યું, "ગભરાય છે શા માટે? તું જે ઇચ્છતી હતી તેમ જ થયું છે. હું શોભુને બોલાવવા નહોતો જતો, એણે મને પકડીને બોલાવવાનો પ્રબંધ કરી લીધો છે."

પાર્વતીએ વ્યાકુળતાથી પૂછ્યું, "તમે આ કેવી વાત કરી રહ્યા છો! તમને મારા સમ છે, સાચેસાચું કહો, શું થયું છે? મને બહુ જ બીક લાગે છે."

દયારામે કટાક્ષથી જવાબ વાળ્યો, "નહિ, તારે ડરવાની જરૂર નથી, મને છ મહિનાથી વધારે સજા નહિ મળે. શોભુએ પોતાની ઇચ્છાનું લગ્ન પોતાની મેળે જ કરી લીધું છે એથી ગુસ્સે થઇને એને પકડીને મારવા માટે મેં માણસો મોકલ્યા છે, તેથી એને

પોતાનો જીવ જોખમમાં લાગે છે. એથી લાચાર થઇને એને મારા પર ફરિયાદી કરવી પડી છે! ગભરાઈશ મા, તારા પર કશો આરોપ નથી મૂકવામાં આવ્યો, તું તો એની ભાભી છો ને!"

પાર્વતી વ્યથામાં ને વ્યથામાં પાષાણવત્ બની ગઈ. દયારામે ફરી કહ્યું, "પરંતુ હું નક્કી થયેલ મુદતે કચેરીમાં હાજર નથી થવાનો. વૉરંટથી પકડી હાથકડી નાખીને સિપાઇ મને ઘેરથી કચેરી સુધી ઢસડતો લઇ જશે ત્યારે દુનિયા જોશે કે ભાઇ આવા હોય!"

પાર્વતીએ એકદમ આગળ આવીને દયારામના બંને પગ પકડી લીધા ને દીનવદને બોલવા લાગી, "રામ! રામ! આવી વાત સાંભળીને પણ તમે ભાઇ પર ક્રોધ કરો છો! આ ચરણોની છાયાથી દૂર થવાથી દુઃખના માર્યા જ એની બુદ્ધિ બગડી ગઈ છે, નહિ તો આવું કદી ન બનત. હું ઈશ્વરને માથે હાથ મૂકીને કહું છું કે એના જેવા ભાઈ તો પૂર્વજન્મના કોઈ પુણ્યે જ મળે. તમે એના ગુરુ છો, પિતા છો. તમે બાળપણથી જ દીકરાની જેમ પાળીને એને મોટા કર્યા છે. એના પર આથી ભારે સંકટ કયું કહેવાય કે તે આજ તમારા પર હુમલો કરી બેસે! આવી સ્થિતિમાં તમે

એનો હાથ ન છોડશો! આજ તમે મારી આટલી વાત માનો!"

દયારામે વિકળતાથી કહ્યું, "હું એનો હાથ છોડી દઉં તો શું વાંધો છે? એણે તો મને એવી રીતે પકડી લીધો છે કે બીજા કોઇ શું પકડશે!"

પાર્વતીએ કહ્યું, "ઠીક, એક વાર તમે મને એની પાસે જવા દો, પછી બધું ઠીક થઇ જશે."

"હા, હા, ચાલી જા, તને રોકે છે કોણ? દાવામાં કાંઇ બાકી રહ્યું હોય તો તું પૂરું કરજે." કહીને પાર્વતીના હાથમાંથી પોતાના પગ છોડાવીને દયારામ ત્યાંથી ચાલ્યો ગયો.

પાર્વતીને ચક્કર આવી ગયાં ને તે ધબ્બ દઇને ધરતી પર ઢળી પડી.

## ૧૯

બે-ત્રણ દિવસમાં જ પાર્વતી એવી થઈ ગઈ કે જાણે મહિનાઓથી બીમાર ન હોય. એના હૃદયમાં કંઈ ખટકી તો પહેલેથી રહ્યું હતું પરંતુ તે એમ ને એમ ચલાવતી હતી, બરાબર સાઈકલ-સવારની જેમ, જેની સાઇકલના પૈડામાં કાંટો પેસી જાય છે અને તે તેને કાઢ્યા વિના પોતાની સફર પહેલાંની જેમ જ ચલાવ્યે જાય છે, કારણ કે તે જાણે તો છે કે આ વખતે આ કાંટો જ પૈડાની હવા નીકળી જતી રોકી રહ્યો છે, જેના વિના સાઈકલ ચાલી ન શકે. તે દિવસની ઘટનાએ પાર્વતીના દિલનો એ કાંટો ખેંચીને તેની નજર સામે ધરી દીધો. આમ થવાથી તે પેલા

ઘાયલ માણસની જેમ પોતાને સંભાળી ન શકી, જે ચોટ લાગ્યા પછી ઘણી વારે પોતાના શરીરમાંથી નીકળેલ લોહી જોઇને મૂર્ચ્છિત થઈ જાય છે.

શોભારામના એ વર્તનથી અને પાર્વતીને વારંવાર આવતી મૂર્ચ્છાથી દયારામ પણ દુ:ખી થઇ ગયા હતા પરંતુ આ વખતે તેમણે એવા પ્રચ્છન્ન ભાવથી પાર્વતીના ઓરડામાં પ્રવેશ કર્યો જેથી પાર્વતી પણ વધારે ગભરાઇ ગઇ. અશક્તિ હોવાથી ખાટલા પરથી ઊતરીને નીચે બેસી જતી પાર્વતીને તેઓ ના ન પાડી શક્યા. ખાટલા પર બેસતાં બેસતાં એમણે કહ્યું, "આજ મને મારી એક બહુ જ મોટી ભૂલ સમજાઈ છે–તે કહેવા માટે જ હું તારી પાસે આવ્યો છું."

પાર્વતીનું હૃદય ઉત્કંઠા ને આશંકાની મિશ્ર લાગણીથી ધડકવા લાગ્યું. તે એ પણ નક્કી ન કરી શકી કે અત્યારે પોતે સાંત્વન દે કે શું કરે ?

દયારામે કહ્યું, "એ તો તું જાણે જ છે કે જ્યારે તું પ્રયાગથી પાછી ફરી ત્યારે હું નહોતો, ગામડામાં ખેતી–વાડી જોવા ગયો હતો. ત્યાં જ હું શોભુની પહેલી સગાઈ તોડવાનો નિર્ણય કરી ચૂકેલો અને ઘેર આવીને તારો બહુ જ વિરોધ હોવા છતાં પણ મેં

પિરથીપુરવાળા સાથે નવો સંબંધ નક્કી કરી પણ લીધો હતો."

પાર્વતી ચુપચાપ સાંભળતી રહી. દયારામે આગળ ચલાવ્યું, "એ વખતે કિશોરીની પવિત્રતામાં તને સંપૂર્ણ વિશ્વાસ હતો, પરંતુ સાથે સાથે તેં એમ પણ કહેલું કે મેળામાં જ્યારે એ એની માથી છૂટી પડી ગઈ અને પાછી મળી ત્યારે તું અને તે એક જગાએ નહોતાં, એટલે એ વખતે તારી શ્રદ્ધાનું મૂલ્ય મારે મન કાંઇ જ નહોતું. મેં માન્યું હતું કે ત્યાર પછી કિશોરીની મા તારી પાસે બહુ રડી-કરી હશે, કારણ કે ગામના બીજા યાત્રાળુઓએ છાની રીતે તો એનો બહિષ્કાર યાત્રામાંથી જ શરૂ કરી દીધો હતો; અને તું બહુ સરળ સ્વભાવની છે એટલે કિશોરીની માને તો તેં ત્યાં કાંઇક આશ્વાસન આપી દીધું હશે. તું એના પક્ષનું સમર્થન આટલી પ્રબળ રીતે કરતી હતી તેનું એ જ કારણ હશે."

પાર્વતી મહામહેનતે "હા" કહી શકી. દયારામે તો બોલવાનું ચાલુ જ રાખ્યું, "ધનવાન ઘરે સંબંધ જોડવા કોણ આતુર નથી હોતું? પરંતુ હું એટલો લોભી નથી કે એ કારણે જ પહેલાંનો કર્યો-કારવ્યો સંબંધ તોડી નાખું. કદાચ એ વખતે તેં પણ બીજા

માણસોની જેમ એમ જ માન્યું હતું કે હું લોભને વશ થઈને જ ગામવાળી સગાઈ તોડી રહ્યો છું અને એમ કરવાને માટે ભાગ્યવશાત્ મને બહાનું પણ મળી ગયું છે!"

પાર્વતીએ શરમથી માથું નીચું કરી લીધું. દયારામે કહ્યું, "હું એમ નથી કહેતો કે એમાં તારો દોષ છે. એ વખતે સ્થિતિ જ એવી હતી કે કોઈ પણ એવું જ સમજે. કિશોરીની પવિત્રતામાં હું જે કારણે વિશ્વાસ ન મૂકી શક્યો તે વાત મને બહુ દુઃખી કરતી હતી, એટલે જ હું એક દિવસ તને કહેવા આવ્યો છતાં પણ એ એ વખતે કહી ન શક્યો પરંતુ આજે કહું છું."

સાંભળવા માટે આતુર થઈને માથું ઊંચું કરી પાર્વતીએ પોતાના પતિ તરફ જોયું. દયારામે કહ્યું, "જ્યારે હું ગામડે ગયો હતો ત્યારે ત્યાં પણ તીર્થ-સ્નાન કરીને પ્રયાગથી કેટલાક યાત્રાળુઓ પાછા આવ્યા હતા. તેમાંના એકે મને એની નજરે જોયેલી વાત કહી. એક મા-દીકરી એના ઉતારા પાસે જ રહેતાં હતાં. એ છોકરીને કેટલાક બદમાશો છેતરીને ઉપાડી ગયા ને બીજે-ત્રીજે દિવસે એની મા સ્વયંસેવકોની મદદથી બહુ મુશ્કેલીએ એનો પત્તો મેળવી શકી.

આ સંબંધમાં એણે બીજી જે જે વાતો કહી તેના પર વિચાર કરતાં દિલમાં બહુ ગ્લાનિ થતી હતી."

મનમાં ને મનમાં એ બનાવની કલ્પના કરતાં પાર્વતી થરથરી ઊઠી. દયારામ કહેતા રહ્યા, "બધી વાત સાંભળીને મને પૂરી ખાતરી થઈ ગઇ કે તે મા–દીકરી બીજી કોઈ નહિ પણ આ કૌસા અને કિશોરી જ છે. એટલે જ હું તારો એ આટલો પ્રબળ વિરોધ માની શક્યો નહોતો. પરંતુ આજે મને ખાતરી થઈ ગઇ છે કે તે મા–દીકરી વસ્તુતઃ તો બીજી જ કોઇ હતી."

બીજી દુર્ઘટનાના વર્ણનથી જો કે પાર્વતીનું મન ભારે થઇ ગયું હતું છતાં આ વખતે એનો આનંદ છૂપો રહી ન શક્યો. તે એકદમ બોલી ઊઠી, "તો હવે તમને પૂરી ખાતરી થઇ ગઈ કે કિશોરી નિર્દોષ છે?"

દયારામે કહ્યું, "હા, મને ખાતરી થઇ ગઈ છે. આજ મને એક એવો માણસ મળી ગયો કે જે આ સંબંધે બધી વાતો જાણે છે."

પાર્વતીએ પૂછ્યું, "કોણ એ?"

દયારામે જવાબમાં કહ્યું, "એક વકીલનો છોકરો. રજાઓમાં ફરવા માટે તે નદી–કિનારે ગયો હતો.

એના બાપને ત્યાં આપણા કેસો જાય છે તેથી ઓળખાણ છે. પાછા ફરતાં પાણી પીવા માટે અચાનક તે આપણે ત્યાં આવી ચડયો. કૌસા અને કિશોરીનાં નામ એને યાદ હતાં એટલે એનું સરનામું મને એ પૂછવા લાગ્યો. મેં પૂછયું, 'તમે એમને કેવી રીતે ઓળખો ?' ત્યારે તેણે કહ્યું, 'હું પ્રયાગમાં જ એક કોલેજમાં ભણું છું. માઘ-મેળામાં હું સ્વયંસેવક હતો. એક દિવસ સ્વયં-સેવકની છાવણીમાં એક ભૂલી પડેલી છોકરી આવી ચડી. તે રાતે સ્ત્રીઓની છાવણીમાં રહી. ગભરાટની મારી આખી રાત એ સૂઇ ન શકી. મારા જ જિલ્લાની હોવાથી હું એને સમજાવવા ગયો હતો અને પત્તો મેળવીને એને એની મા પાસે મૂકી આવ્યો હતો."

પાર્વતી આનંદથી વિહ્વળ થઈ બોલી ઊઠી, "તો હવે તો તમારી શંકા દૂર થઇ ગઈ છે! શું હજી પણ વહુને જુદી કર્યે રહેશો ?"

દયારામે કહ્યું, "એ તો હું પણ વિચારું છું કે શું કરવું? શોભુએ કોઇની ભંભેરણીથી મારા ઉપર દાવો કરી દીધો છે. પિરથીપુરવાળા કહે છે કે છોકરો ગાંડો છે, સારું થયું કે એવાની સાથે એમની દીકરીનો સંબંધ આપોઆપ જ ન થઇ શક્યો. મને પણ લાગે છે કે એનું મગજ જરૂર કાંઇક ફરી ગયું છે. સાંભળ્યું

છે કે એક દિવસ તને પણ એ કહેતો હતો કે 'હું તમારાથી જુદો થઇ જઇશ' અને તું એને માટે પ્રાણ આપી રહી છે! પરંતુ મેં એ છોકરીને અજાણપણે જે અન્યાય કરી દીધો છે તેનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું એ જ હું વિચારી રહ્યો છું."

પાર્વતીએ આનંદનાં આંસુ વહાવીને પતિના પગ પકડી લીધા અને બોલી, "તમે વહુને એના માવતરથી રજા અપાવી તેડી આવો, પછી બધું ઠીક થઇ રહેશે. શોભુભાઇએ જુદા થઈ જવાની જે વાત કહી હતી એ તો મશ્કરી હતી, બીજું કાંઈ નહિ!"

દયારામે કહ્યું, "ઠીક છે. હું એમ જ કરું છું. કોઇ રીતે તું હવે સાજી થઇ જા!"

પાર્વતી બંને પગ પકડીને દયારામને વળગી પડી. એની આંખોમાં એક જાતનું ઉત્કટ ગાંડપણ દેખાવા લાગ્યું.

૨૦

દૂદાની વિરુદ્ધ ફરિયાદ કરીને શોભારામની સ્થિતિ પેલા શિકારી જેવી થઇ ગઇ, જે હિંસક પશુના પંજામાં ફસાયેલા પોતાના માણસને બચાવવાને માટે દૂરથી ગોળી છોડે તો છે, પરંતુ ગોળી છોડયા પછી તુરત જ તે એ ચિંતાથી અકળાઇ જાય છે કે એનું નિશાન ક્યાંક એનો માણુસ તો નથી બની ગયો ને! રામચંદને ઘેર પાછો આવ્યા પછી તે એકદમ ઢીલો પડી ગયો. એક પછી એક અનેક આશંકાઓએ એના હૃદયને ઘેરી દીધું. એના મનનો ભાવ સમજીને રામચંદે કહ્યું, "તમને કોઈ જાતનો વાંધો લાગતો હોય તો હજી કંઈ નથી બગડયું. તહસીલદાર સાહેબની આપણા

ઉપર બહુ કૃપા છે, એટલે એમને કહી–કારવીને હું અત્યારેય તમારો દાવો પાછો ખેંચાવી શકું, અને એમ પણ થઇ શકે કે કોઇને કાને આ વાતની ખબર પણ ન જાય....પરંતુ હું તો ગમાર કહેવાઉં. તમારું ભલું–બૂરું તમે પોતે જ વિચારી લો."

એ જ તો દુઃખ છે! એના મનની સ્થિતિ હમણાં હમણાં એવી ક્યાં હોય છે કે તે પોતાનું ભલું–બૂરું પોતે જ સમજી શકે? રામચંદે તહસીલદાર સાહેબ સાથે એનો મેળાપ કરાવી દીધો હતો અને એની મીઠી વાતચીતથી તેને પણ લાગ્યું હતું કે તે સજ્જન સાથે સાથે કૃપાળુ પણ છે. એણે સાંભળ્યું હતું કે આવા માણસો પોતાના કૃપાપાત્રો માટે ક્યારેક અનુચિત કામો પણ કરતા હોય છે. આવી વાતો સાંભળીને એને રોષ આવતો હતો, પરંતુ આ વખતે એ જ વાત એના જીવને કંઇક સંતોષદાયક થઇ પડી.

તોપણ એની અસ્વસ્થતા ઓછી ન થઇ. એનાં સંદેહ અને આશંકાનાં બીજ માથાના વાળની જેમ અદૃશ્ય હતાં, જે સાંજના અસ્ત્રાથી સારી રીતે સાફ કરી નાખવામાં આવે છે છતાં સવારમાં પોતાનું કાળું મોં લઇને પાછા પ્રગટ થઇ જ જાય છે. રાતદિવસ એકાં-તમાં રહી રહીને એનો જીવ ગભરાવા લાગતો પરંતુ

બહાર બીજાની સામે પણ એનાથી ઊભું નહોતું રહેવાતું. વળી આ ગામમાં એવા માણસો પણ નહોતા જેની સાથે વાતચીત કરીને તે પોતાનું વાતાવરણ જમાવી શકે. એક દિવસ એણે રામચંદને કહ્યું, "આવી રીતે તમારે ત્યાં કેટલા દિવસ પડ્યો રહું?" કહેવા તે એ માગતો હતો કે તમારા ખર્ચ ઉપર આવી રીતે બહુ પડ્યા રહેવું શું ઠીક કહેવાય? એ બોલ્યો નહિ છતાં રામચંદ એનો હેતુ સમજી ગયો અને જવાબ આપ્યો, "આ ઘર અને બધી સંપત્તિ તમારી જ છે. તમારું મેં બહુ જ ખાધું છે અને હજુ ખાવાનો, એટલે તમે કોઇ જાતનો સંકોચ ન રાખશો."

વાત બરાબર હતી એટલે શોભારામ સાંભળીને ચૂપ થઇ ગયો.

એક દિવસ જમીને તે હાથ ધોઈ રહ્યો હતો. એકાએક રામચંદના કંઈ બોલવાનો અવાજ એના કાને પડ્યો. એ કોઇને કહી રહ્યો હતો: "જા, કહી દે, તે અહીંથી ચાલ્યા ગયા છે."

શોભારામ એકદમ ચોંકી ઊઠ્યો. હાથ-મોં ધોઈ બારણામાં જઈને એણે પૂછ્યું, "મુખી, કોણ હતું?"

રામચંદ એકાએકના આવા પ્રશ્ન માટે તૈયાર નહોતો.

એનાથી બોલાઈ ગયું, "એ તો કાંઈ નહિ....અમસ્થું જ કાંઇ....મેં એને કહી દીધું...."

શોભારામે ગુસ્સે થઇને કહ્યું, "તમે એને પૂછ્યું પણ નહિ કે કોણ છે? અને શા માટે એને એમ કહ્યું કે હું અહીં નથી?"

રામચંદ્રે સમયસૂચકતા વાપરીને કહ્યું, "શોભુભાઇ, તમે તો સમજતા નથી. હમણાં હમણાં આજુબાજુમાં ચોરોનું એક ટોળું ફર્યા કરે છે. ઓળખ–પારખ વિનાના કોઇ માણસને વધારે વાર ઊભો રાખી શું હું મારું ઘર વગેરે એને સારી રીતે જોઈ જવા દઉં?"

શોભારામ ક્રોધથી સળગી ઊઠ્યો, "મને તો તમેય કાંઈ ઓછા ચોર નથી લાગતા. મને બોલાવીને જોવા તો દેવું હતું કે કોણ હતું?"

આમ કહેતોક તે એકદમ ઘરની બહાર નીકળી પડ્યો. રામચંદ્રે બૂમ મારી, "સાંભળો તો! સાંભળો તો શોભુભાઇ! ક્યાં જાઓ છો?" પરંતુ એક ક્ષણમાં જ એ ત્યાંથી અદૃશ્ય થઇ ગયો.

પોતાના બંને ખભા ઉપર ધૂળના ઢગ ચડાવીને, પોતાની ધૂળમાં કાંકરા અને કાંટાને રગદોળીને, વાંકી-ચૂંકી ગતિથી જે ગલી ગામની બહાર નીકળતી હતી

એ મારફત થોડે દૂર જઈને શોભારામે જોયું તો કોઈ ખેડૂત ચાલ્યો જતો દેખાયો. પાછળથી એણે બૂમ પાડી, "એ...ઊભા રહો! તમે કોની તપાસ કરી રહ્યા હતા?"

એણે મોં ફેરવીને કહ્યું, "મુખીને ત્યાં શોભારામને મળવા ગયો હતો."

"શોભારામ મારું જ નામ છે. શા માટે મને મળવા આવ્યા હતા?"

"તમે જ શોભારામ? મુખી તો કહેતો હતો કે એ તો અહીંથી ચાલ્યા ગયા!"

"ના, શોભારામ હું જ છું, શું કામ છે તમારે મારું શું?"

"તમને બોલાવી લાવવા માટે મને સોનાબાઈએ મોકલ્યો હતો. હું એમનો ગાડીવાન છું. એમની નણંદને માતા નીકળ્યાં હતાં એટલે તે પિયરથી આવ્યાં હતાં. અત્યારે પહાડની દુર્ગામાની પૂજાએ જાય છે. ગામ બહાર ગાડી સડક ઉપર ઊભી રાખીને હું આવ્યો છું."

"ઠીક, સોનાબીજી સાસરે હતી, ત્યારે!" શોભારામથી એકાએક એક ઊંડો નિશ્વાસ નંખાઈ ગયો અને એની ગતિ ધીમી પડી ગઈ.

ગાડી પાસે જઈને એણે કહ્યું, "સોનાજીજી!" અને બીજું કશું તે બોલી ન શકયો.

સોનાએ કહ્યું, "શોભુભાઈ, આ તે કેવું કહેવાય! અહીં આવીને તમે તમારા દાદા પર પ્રહાર કરી બેઠા!"

હાય! એને સોનાને પણ એ બતાવવું પડશે કે એણે દાદા ઉપર નહિ પરંતુ ખુદ પોતાના ઉપર જ પ્રહાર કર્યો છે! એને ચૂપ જોઈને સોનાએ ફરીથી કહ્યું, "રામચંદની ભંભેરણીથી તમે તમારા દાદા ઉપર ફરિયાદ માંડી દીધી એ મોટા દુઃખની વાત છે."

શોભારામ બોલી ઊઠયો, "રામચંદે મને ચડાવ્યો છે! પિરથીપુરવાળાએ દાદા ઉપર ફોજદારીમાં બદનક્ષીનો દાવો દાખલ નથી કર્યો?"

"એ બધું જૂઠ છે. તેઓ પહેલાં ખૂબ ચિડાયા હતા તે સાચી વાત, પરંતુ આવી વાતો માટે કોર્ટે ચડીને કોઈ સારો માણસ પોતાના હાથે જ પોતાની બદનક્ષી થોડો જ કરે! કાલે જ મને આ બધી વાતની ખબર પડી. આજ દુર્ગામૈયા પાસે જતી હતી. ચક્કાવો લઈને આ રસ્તેથી તમારે માટે જ આવી છું."

શોભારામ ભડકી જઈને બોલ્યો, "રામચંદ બારે

દુષ્ટ છે. હમણાં જઈને એનાં હાડકાં-પાંસળાં ખોખરાં ન કરું તો મારું નામ...!"

સોનાએ એને શાંત પાડતાં કહ્યું, "નહિ શોભુભાઈ, જે થવાનું હતું તે થઈ ગયું, હવે આ રીતે બીજાને ઘેર એકલા જઈને લડવા-ઝઘડવામાં કાંઈ લાભ નથી. એથી સારું તો એ જ છે કે સીધા દાદા પાસે જઈને એમના પગે પડો."

શોભારામનું મન એકદમ દ્રઢ થઈ ગયું. તેણે કહ્યું, "બરાબર, એમ જ કરીશ. મેં અપરાધ તો બહુ મોટો કર્યો છે પરંતુ જે રીતે નાનપણથી મારી પ્રકૃતિ દાદા પાસે અપરાધ કરવાની થઈ ગઈ છે એ રીતે હમેશ ક્ષમા કરતાં કરતાં એમની પ્રકૃતિ પણ ક્ષમાશીલ થઈ ગઈ છે. જીજી, હું હમણાં જ જાઉં છું."

દોઢ પ્રહર રાત વીતી ગઈ હતી છતાં ઘરનું બારણું ખુલ્લું હતું. શોભારામે પ્રસન્નતાથી અંદર પ્રવેશ કર્યો. એને લાગ્યું કે જ્યારથી એ ચાલ્યો ગયો છે ત્યારથી એનું ઘર જાગૃતભાવથી આમ જ એની પ્રતીક્ષા કરી રહ્યું હતું. ઘરમાં અંદર જવા માટે હજી એ પગ ઊંચકતો જ હતો ત્યાં બેઠકમાંથી એણે અવાજ સાંભળ્યો, "કોણ છે, શોભુ?"

આહા! આ દાદાનો અવાજ છે! એમાં કેટલો સ્નેહ ભર્યો છે! શોભારામે પાસે જઇને એકદમ એમના પગ પકડી લીધા અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો.

દયારામે એના માથા પર અને વાંસામાં હાથ ફેરવતાં ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું, "આવી ગયો, ભાઇ! બહુ સારું કર્યું, નહિ તો મારે તારી પાસે આવવું પડત. હા, પણ તું તો દૂબળો પડી ગયો છે!"

શોભારામ રડતાં રડતાં બોલ્યો, "દાદા, મારાથી એવો ભારે અપરાધ થઇ ગયો છે કે હું મારું કાળું મોં તમને બતાવી પણ શકતો નથી." કહીને એણે દયારામની છાતીમાં પોતાનું મોં છુપાવી દીધું.

દયારામે એને છાતી સાથે લગાવીને કહ્યું, "કાંઇ વાંધો નહિ, તું બાળક જ છે. ભૂલ તો મારાથી પણ થઇ ગઈ. મારાથી બચીને તું સીધો તારી ભાભી પાસે જતો હતો, પણ એની ગોદ તો વહુએ આવીને ભરી દીધી—મારી ખાલી હતી તે તું ભરી દે!"

આંસુની બંને ધારાઓએ એકમેકમાં મળીને એકબીજા સંગમ-તીર્થનાં જળથી દયારામની ગોદ સજળ બનાવી દીધી!

## અમારાં નવલકથાનાં પ્રકાશનો

| | |
|---|---|
| ૧. સંજીવની (સોપાન) | ૨–૦–૦ |
| ૨. પચ્ચીસ વર્ષ પછી–(રામનારાયણ ના. પાઠક) | ૧–૪–૦ |
| ૩. પ્રાયશ્ચિત્ત ભાગ ૧–૨ (સોપાન) | ૪–૦–૦ |
| ૪. એ પત્ની કોની? (ચંદ્રેશ શુક્લ) | ૨–૦–૦ |
| ૫. આવતીકાલ (રામનારાયણ ના. પાઠક) | ૨–૮–૦ |
| ૬. મંગલમૂર્તિ (સોપાન) | ૨–૦–૦ |
| ૭. દોન ધ્રુવ (વિ. સ. ખાંડેકર) | ૨–૦–૦ |
| ૮. ધરતી (નિરુ દેસાઈ) | ૧–૮–૦ |
| ૯. બંધન અને મુક્તિ (દર્શક) | ૨–૦–૦ |
| ૧૦. જગતનો તાત (રામનારાયણ ના. પાઠક) | ૨–૦–૦ |
| ૧૧. જાગતા રે'જો ભા. ૧–૨ (સોપાન) | ૩–૮–૦ |
| ૧૨. પથેર પાંચાલી (વિભૂતિભૂષણ બંદોપાધ્યાય) | ૨–૦–૦ |
| ૧૩. જીવનનું ઝેર (હરજીવન સોમૈયા) | ૨–૦–૦ |
| ૧૪. પૃથ્વીનો પહેલો પુત્ર (હરજીવન સોમૈયા) | ૨–૮–૦ |
| ૧૫. પતન અને પ્રાયશ્ચિત્ત (વિશ્વનાથ મ. ભટ્ટ) | ૨–૮–૦ |
| ૧૬. અહંકાર (હરજીવન સોમૈયા) | ૧–૮–૦ |
| ૧૭. પશ્ચિમના સમરાંગણે (હરજીવન સોમૈયા) | ૧–૮–૦ |
| ૧૮. વિરાટ જાગે છે ત્યારે–(ગુણવંતરાય આચાર્ય) | ૧–૮–૦ |
| ૧૯. ઘરની વહુ (લાભુબેન મહેતા) | ૧–૮–૦ |
| ૨૦. ઘરભણી (ઇંદ્ર વસાવડા) | ૧–૮–૦ |
| ૨૧. ગોદ (સિયારામશરણ ગુપ્ત) | ૧–૮–૦ |